# તુરરાના ખ્યાલો

## સુબોધ મનને ખુશી કરનારા ગાયનો.

## ભાગ પહેલો.

1926 — 22 — 1926

પ્રભુ મારા છો ગુણ કરી સહુ તમે,
નરહરી જાણીને પાર, માંગુ હમે.
જીવ મુકયે હરી સારી સેવા ગમે,
વખત જાશે [illegible] તને હમે.
નર ભક્તી નહી કરો પુન સમે,
નામ લે [illegible]નો જેને ઘટ રમે.
રેજ ભક્તી [illegible] શાને કેમ ક[illegible]મે,
ન[illegible] તે [illegible] ઘડી નહી આવે જમે.

છાપી-તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,
સુરતના દરજી પ્રાણજીવનદાસ નારણદાસ
ઠે૦ પરેલ બે[illegible]વાડી, મુંબઇ નં. ૧૨

સુરત, લીમડાચોકમાં આવેલા પોતાના દેશી મિત્ર
પ્રેસમાં મગનલાલ [illegible]દાસે છાપ્યા.

સંવત ૧૯૮૨ પોષ સુદ [illegible] ડીસેમ્બર સને ૧૯૨૫.

કીમત રૂપિયો [illegible] ([illegible])

# દીબાચો.

આ પુસ્તકમાં વખતને લાગુ પડતા સર્વે કીસ્સા, કેહાણીઓ તથા નસીયત તથા ભકતી ભાવના, મુંબઇની હીલચાલના અને તીલક મહારાજના તથા કનૈયાલાલના બીજા પરચુરણ તથા પારસી પેગમ્બર જરથોસ્તના, પારસી સંજાણમાં મળેલા મેળાવડાના, મુંબઈના હુલ્લડના, સુરતમાં કહાડેલા કાદવના, તથા અનેક રાગ રાગણીના તથા ઇબરાહીમ પેગમ્બરના સમાવેશ કરવામાં આવ્યા છે. હમારા ઉસ્તાદ મણીરામ સ્વર્ગવાસી થયા પછી તુરરાના ખ્યાલોની ચોપડીઓ બહાર પડતી ઘણી જુજ માલમ પડે છે. માટે અમારા જુના અભ્યાસની મહેનત લઇ ખ્યાલો બનાવી તૈયાર કીધા પણ ખાનગીમા ગાતા મુંબઇ તથા સુરતના શોખીનો કહેવા લાગ્યા કે, ખ્યાલો છપાવી બહાર પાડશો તો ઘણાના વાંચવામાં આવશે. તે છતાં અમે ઘણો વખત જવા દઇ બહાર પાડવાની જરૂર પડી છે. પહેલા મદદ કરનારા ગ્રહસ્થોના નામ પાછળના સાંકળીઆમાં આપવામાં આવેલા છે. રાગ રહેણી નહીં સમજ પડે તો કર્તાને નીચેને ઠેકાણે મળો. ફી વગર બતાવવામાં આવશે ને નવા ખ્યાલો કેવી રીતે રચવા તે પણ શીખવવામાં આવશે.

**સુરતના દરજી પ્રાણજીવનદાસ નારણદાસ**

**પરેલ ભોઇવાડી દાકટર ચાલ–મુંબઇ.**

લખનાર જ્ઞાનીઓનો દાસ છે ને સાહેરોનો ખાસ છે. ગુરૂથી જ્ઞાન ને જ્ઞાનથી મોક્ષ ભુલચુક સુધારીને વાંચવી. હમારો બીજો ભાગ થોડા વખતમાં નીકળનાર છે. માટે મહેરબાની કરી નામ લખી મોકલશો તો સાંકળીઆમાં છાપવામાં આવશે. પ્રથમ ગ્રાહક થનારને કીંમત કરતાં ચાર આના ઓછા લેવામાં આવશે.

# તુરરાના ખ્યાલો

## સુબોધ મનને ખુશ કરનારા ગાયનો.

## ભાગ પહેલો.

બેત

પ્રાણ મારા છો ગુણી હરી સહુ તમે,
નરહરી જાણીને પર માંગુ હમે.
જીવ મુકયો હરી સારી સેવા ગમે,
વખત જાશે લઈ જમ તને દમે.
નર ભુલતો નહી કરો પુન સમે,
નામ લે નીરંજનો જોને ઘટ રમે.
રજ ભકતી કરો શાને કમ કમે,
નમો તે હર ઘડી નહી આવે જમે.

લખી-તૈયાર કરી છપાવી પ્રસિધ્ધ કરનાર,
સુરતના દરજી પ્રાણજીવનદાસ નારણદાસ
ઠે૦ પરેલ ભોઈવાડી, મુંબઇ નં. ૧૨.

સુરત, લીમડાચોકમા આવેલા પોતાના દેશી મિત્ર પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યા.

સંવત ૧૯૮૨ પોષ સુદ ૧. ડીસેમ્બર સને ૧૯૨૫.

કીંમત રૂપિઓ ૧-૪-૦ (સવા)

# અનુક્રમણિકા.





## ગણુપતિની સ્તુતી.

સાખી.

યાદ કરૂં મય ગણુપતિ અવલ પુંજન કરતા હુય,
દક્ષ સુતાકે બાલ હો ભકતોકે દુઃખ હુરતા હુય
માતા તુંમારી પારબતી અસુર થરથરતા હુય,
શંકરકે હો તન લાલ તુંમ પુષ્પ ચંદન ચહુરતા હુય
સંકટ નીકનદંન દેવ હો ઓર કાલ તો ડરતા હુય,
તેત્રીશ કોટી વંદન કરે દેવ ધ્યાન તો ધરતા હુય

ધોસો.

ચાર ભુજોસે ગન તુંમ હો,
અસુરકુ કરને દંન તુંમ હો.
રખે સંનતનકે મન તુંમ હો.
મણીલાલોકે ધન તુંમ હો;
પ્રાણુજીવન પુજન કરે તેરા;
સભામે રખના લાજ મેરા.

## ગણુપતિની સ્તુતી.

હિંદુસ્તાની રંગત ખડી.

પરાબતીકે પુત્ર ગણુપતી બીઘન કાટ સંકટકુ હુરે
કરદો પુરણુ કામ ગજાનંદ પુંજનસે હુમ પાર તરે—ટેક
મોર મુગટ શીરોપે ઝલકતે જરીન જામે હે નકસીદાર,
હીરા હાર ચમકતા ગલેમે લાલ માલકા નહીં હે પાર
સબ જાતકે હુય ઝવાહીર કાન કુંદન મોતનકા હાર,
પાઉંમે ઝાંઝર છુમછુમ બાજતે ઘુઘરકા હોતા રંનકાર

પુંજે પુજાવે ગણુ મનાવે ભકતી ભાવસે જે સમરે,
કરદો પુરણ કામ ગજાનંદ પુજનસે હમ પાર તરે. ૧

ચતુરભુજસે તુમ બિરાજે અંકી સુંઢ શંકરને કીયા,
ત્રીસુલ ફરસી હય હસ્તમેં ગદા ઓર ધનુષ લીયા.
વાહન મુસકેકે બૈઠે આપ હો ભકતોકુ તો ભંડાર દીયા,
ત્રીલોક કરે પુજન તુમારા જ્ઞાની ગુણીજન સબી હીંયા
દેવ દેવકી ઓર મુનીજન ૠષી તેસ પુજન કરે
કરદો પુરણ કામ ગજાનંદ પુજનસે હમ પાર તરે ૨

કોપ કરે ત્રીલોક ડરાવે સંતોકે તો હુયે બેપારી
જબ સવારી ચઢે મુસકપે બૈઠનકી હુયે બલીહારી
આજુબાજુ મેં ખડી રીધ્ધીસીદ્ધી ચમર ડાલતી હુયે નારી
અક્ષત ચંદનો પુષ્પો માલ લે ચઢાતી સુખબુધ હુશીયારી
બતીસ જાતકી રસોઇ બનાકે ભોજન લાકે આગળ ધરે
કરદો પુરણ કામ ગજાનંદ પુજનસે હમ પાર તરે ૩

લડુ થાલ પરસાદ ભરાહે બજા ઘંટ આરતી કરતી
મણીલાલ ઉસ્તાદ હમારે કાલી દાસ પે ગણુવરતી
ગોવીંદ ગણુ આનંદ કરે ભગવાન તુરેકી હય ચહરતી
મંછારામસે બોલે રતીલાલ ત્રીભોવન છંદકી ભરતી
દાસ પ્રાણજીવન બનાગન બીજલાલ કહેતા અજ્ઞાન ડરે
કરદો પુરણ કામ ગજાનંદ પુજનસે હમ પાર તરે ૪



## કૃષ્ણ લીલા

### ગોપીના ચીર હરણ

હિંદુસ્તાનની રંગત ખડી

કીસનલાલ કે નંદબાળ કે મોહન બનાવત બાંસરીઆ,
દેખન જમના કે તીર ગ્વાલન છાંડ ચલી હય સાસરીઆ—ટેક.

કીયાં સોલે શીણગાર નાર નખરેસે બ્રીજ બાલી ભામીનીઆં.
સાડી ચોલી બુટોસે ભરેલી શીરકી ફીરેલી કામનીઆ,
ગલે મોતનકી માલ ડાલ કપાલકે બીચમે દામનીઆ.
પાઉંમે ઝાંઝર છુમછુમ બાજતે દેખન લગે સબ ગામનીઆ,

હૈંકતા

ચલો સુનો બંસીકા બાહારહે
કીસનલાલ પે મેરા પ્યાર હે
જાકે મીલ ગઈ સબી નાર હે

બંસી બજાવો શ્યામ કનૈયા હમ તો તુમારી દાસરીઆ,
દેખન જમના કે તીર ગ્વાલન છાંડ ચલી હય સાસરીઆ. ૧
બંસી સુન કે નીકલી ઘરસે તુમકો કનૈયા છેલનીઆ.
મધુર બંસીકી ધુન લગાકે ગૈયા ચરાકે ખેલનીઆ
મનહર લીયો સબ સખીયનકો છતીસ રાગણી રેલનીઆ.
દહીં માખન કે ચોર થોર સબ જોરસે મટકી થેલનીઆ.

હૈંકતો.

નહીં ખેલુંગી એ બાહાના હે
ફુટે કંકનો સુન કાહાના હે
તુમ આહીર હમકુ નાહાના હે

સ્નાન કરૂંગી ન તો ડરૂંગી ચોર ખાઇ મેરી છાશરીઆ.
દેખન જમાના કે તીર ગ્વાલન છાંડ ચલી હય સસારીઆ. ૨
સબી સખી નીકાલે સીણુગારો લાલ સાડી ગ્વાલનીઆ.
જમના ઘાટપે ખડી ઠાઠપે બાંધકે ગથરી સાલનીઆ,
જાકે જલમે ચીરી પલમે નજર ચુકાતે લાલનીઆ.
લે કે ગથરી ચડે કદમપે ખડે દેખતે તાલનીઆ.

કરકે સ્નાનો જલદીઆઈ હે
દેખત સાડી ચોલી નપાઇ હે
ઘરકુ જાના મેરી તો ઘાઈ હે

દેખ નજર હુઈ સજર કનૈયા કઠમપે બાંધી ગાસરીઆ
દેખન જમનાકે તીર ગ્વાલન છાંડ ચલી હય સાસરીઆ. ૩

કરતે કાહાન તોફાન માનસે કહેતી ગ્વાલન નાચનીઆ.
ઘરકી સાસ બદમાસ હમારી દે દો સાડી ઓર લાચનીઆ.
કરજોડ કે કહેતી કીસનજી કયસે ગાઉમે જાચનીઆ.
દેખ કે ભોલી દીયા હે ચોલી સાડી દીયા નામ બાચનીઆ.

ફેંકતો.

કીસન લાલ કે ગુન ગાતી હે
સોલે શીણગારે ઘર જાતી હે
મણીલાલ ઝાનોકી છાતી હે

ગાવે પ્રાણજીવન તુરરાચંગ રામ નામસે મત હો લાસરીઆ,
દેખન જમનાકે તીર ગ્વાલન છાંડ ચલી હય સાસરીઆ. ૪

## રાશ કૃષ્ણ લીલા.

### હિંદુસ્તાની રંગત ખડી.

ખેલન રાસ શુભ સરદ માસ મીલ ચલી ગ્વાલન હાજરસે.
છીછી છામ છીછી છામ છુમ છામ છનનન નાચ રહી
પાઉ ઝાંઝરસે—ટેક.

કીસનલાલને નથા નાગ ફીર રાસ ખેલતે ઢોલનસે,
ડમરૂ ચંગ ઓર બજે બંસરી સોર જોર હય તોલનસે.
જમનાજીકે ઘાટ થાત સબ જાત જાતી હય ભોલનસે
બંસી બજાવે કુંવર કનૈયા છત્રીસ રાગણી બોલનસે.

ફેંકતો.

જરીઅન જામેસે નંદ લાલ હે
મુગટ મોર પીતામ્બર સાલ હે
કાન કુંડલ લાલનકી રૂમાલ હે

સખી જાત જવાહીર સાત સુન ઠાઠ બજાવત બાજરસે
છીછી છામ છીછી છામ છુમ છામ છનનન નાચ રહી
પાઉ ઝાંજરસે. ૧

ગોકુલ મથુરા સુનકે પુરા ચલો બીંદરાબન આવનસે,
રાસ ખેલુંગી સખી સંગમે મૈયા જશોદા ધાવનસે.
સુનો વાસદેવ રજા આસ હમ જાતી બીંદરાબન ગાવનસે,
કીસનલાલજી રાસ ખેલતે પ્રેમ લગા હય જાવનસે.

ફેંકતો.

ચલી ગ્વાલન નહીં ડરી હે
સાડી ચોલી જરકીતો ભરી હે
ગલે માલ મોતનસે હરી હે

કપાલ દામની બાજુ બીછવા છોડ ચલી સબલાજશસે,
છીછી છામ છીછી છામ છુમ છામ છનનન નાચ રહી
પાઉં ઝાંજરસે ૨

તીકલી લગા કે કાજલ ડાલા ચલતી ગ્વાલન પાખનસે,
કીસનલાલ તુમ ચોર કે ખાતે બડે હો ગએ માખનસે.
આજ ખેલુંગી બીંદરા બનમે સોલા હઝારો સાખનસે,
નંદ કે છૈયા ખલો કનૈયા મુગટ ગીરાવું નાખનસે.

ફેકતો.

રાસ ખેલે શુભ સરદ માસ હે
બાજે તાલ મરદંગ ખાસ હે
કીસન ગ્વાલન ખેલે પાસ હે

કરત સોર કીલકોર જોર ઓર બંસી બજી હય બાજરસે,
છીછી છામ છીછી છામ છુમ છામ છનનન નાચ રહી
પાંઉ ઝાંજરસે. ૩

ફીરત પુદડી કીસનલાલ ગ્વાલન ફીરતી હે માનનસે,
એક એક ગોપીસે એક એક કનૈયા ફીરતે રાસઓ તાનનસે.
ગઇ સુધ ઓર સાન માન સખી બાત હો ગએ કહાનનસે,
તુમસે કનૈયા હારી ગ્વાલન છુટ ગઇ સાડી થાનનસે.

ફેંકતો.

ગયા મોતી ફુટ ગઇ ચોલી હે
જાતી ઘરકુ હુમતો ભોલી હે
મણીલાલ તુરરેસે બોલી હે

ચરણુ પાસ રખના તુમદાસ છંદ ગાવે પ્રાણજીવન સાજરસે.
છીછી છામ છીછી છામ છુમ છામ છનનન નાચ રહી
પાંઉ ઝાંજરસે. ૪



# હોલી કૃષ્ણ લીલા.

## હિંદુસ્તાની રંગત ખડી.

માહાકે ભાગમેં હોલી ફાગમે બજે બંસી નંદલાલનકી,
બાજે તાલ મરદંગ સંગ ચલી ખેલન ટોલી ગવાલનકી—ટેક

સુનકે તાન બયભાન ગવાલન કીસન બંસરી બાજનકી,
રાગ રાગણી સુની ગુણીજન છાંડ સાસરા લાજનકી.
કરકે બાત પ્રખ્યાત સખી ચલ હોલી ખેલના આજનકી,
બીંદ્રાબનમેં ખેલન જાએગી અવલ કન્યા હે રાજનકી.

### સેર.

મીલકે સખી કહેને લગી, બ્રિજમે તો લાલા સ્યામ હે,
ચલો હોલી ખેલન જાયગી, હવાપે બડી ધુમધામ હે.
કોઇ તો સાડી લાલસે, પચરંગ પીલીકા નામ હે,
જરભરકે ચોલી બુતોકી, બોત ભારી ઉનકા દામ હે.
દેખો છલબલ નૈનો કાજલ નાગ ફેની તેરે બાલનકી,
બાજે તાલ મરદંગ સંગ ચલી ખેલન ટોલી ગવાલનકી. ૧

કથી કામની કપાલ દામની ગલે માલ હય મોતનકી,
ઝાંઝર બાજતે છુમ છનનનનન નજર ખુલ ગઈ સોતનકી.
પેના હાર લલકાર નાર હે ચમકે ચાંદની જહોતનકી,
કીયા સોલે શીણગાર બહારસે ચલતી ચાલ બો લોતનકી.

## સેર.

હોલી તો બીંદ્રાબનકી, ચલો ખેલને તૈયાર હે,
ચલતી કુંજન એસી ઘુમે, લટક મટકસે નાર હે.
ઝોલી ગુલાલસે ભરી, કેસર હરાકા બાર હે,
પીચકારી સબ સખીયન ધરી, રાધીકા તો સરદાર હે.
ધુંદત બીજમે આઇ ગવાલન ગાવે ગવૈયા તાલનકી,
બાજે તાલ મરદંગ સંગ ચલી ખેલન ટોલી ગવાલનકી. ૨

કુંજ ગલીમે ઘેરા કનૈયા પકડ તનૈયા લાવનકી,
કહાં જાઓગે કીસનલાલ લેઉં ખબર રાધીકા આવનકી.
સખીયન સારી રોક બીહારી ખેલે હોલી રંગ ભાવનકી,
છત્રીસ રાગની છેતો રાગસે નટવર સખીયા ગાવનકી.

## સેર.

દેખો સખી રંગસે ભીજી, પકડા મુજ તો કાહાન હે,
જસોદાકા લાલા એક તો, હુવે બાત કરે તોફાન હે.
એક એક સખીયનસે ફીરે, સોલા હજારો માન હે,
દેવ સબ વંદન કરે, દેખો રાધીકા મુખ પાન હે.
રંગ પીચકારી સખીયન મારી કીસન ગુલાબી ગાલનકી,
બાજે તાલ મરદંગ સંગ ચલી ખેલન ટોલી ગ્વાલનકી. ૩

મોરલીધર છોડ મેરા કર ફુટ ગઈ ચુડી મેરે કાકનકી,
ભીંજ ગઇ સાડી કેસરસે સીકલ બન ગઇ દાકનકી.
ગાલ બાલ ગુલાલ બને હે ગઇ નથની મેરે નાકનકી,
ફગવા દે દો મોહનલાલજી ફીર ફીર સખીયા થાકનકી.

## સેર,

બ્રીજનાર જાતી સ્નાનકુ, મલો જમનાપે તો ગવાલ હે,
મેરી સાસ ઘરમે બોલેગી, સ્વામીકા તો જંજાલ હે.
ગુલાલ બના લે જ્ઞાનકા, ગુરૂ જ્ઞાનસે મણીલાલ હે,
ગોવીંદ કહેતા ભગવાનસે, હોલી પ્રાણજીવનકા ખ્યાલ હે.
જ્ઞાની ગુણી જાન જ્ઞાનસે ગાતા નહી ડર મુજે કાલનકી,
બાજે તાલ મરદંગ સંગ ચલી ખેલન ટોલી ગવાલનકી. ૪

# કૃષ્ણજીએ ભક્ત સુદામાને બતાવેલી લીલા

## રંગત ખડી.

ભકતો આધીન ભગવાન કૃષ્ણજી ભકતો કાજે બન્યા માલી,
સુદામાપર પ્રેમ કૃષ્ણનો ભક્ત ઘેર આવ્યા ચાલી—ટેક.

સુદામા ખુશી જોઈ કૃષ્ણને પ્રભુજીને મીત્ર જાણી,
ખુશી થઇને આસન આપી ભાવે ગંગાજલ દીધા પાણી.
પગે લાગીને કહે જમનાબાઈ હું છું સ્ત્રી સુદામાણી,
કૃષ્ણ પ્રીતે આવ્યા પોતે નહીં લાવ્યા લક્ષ્મીજી દેરાણી.

## સેર.

ભુખે અમે મરતા હતા, પુત્ર વળી નરનારજી,
ચરણ ધોઇ ચરણે પડું, સહુ તમારો ઉપકારજી,
કૃષ્ણ લીલા તમ તણી, ભર્યો દોલત ભંડારજી,
કૃષ્ણ કહે મ્હોટા તમે, પગે પડતા કરો વીચારજી.

કહે કૃષ્ણ પૈસાના સગા સહુ ગરીબનું નહીં કોઈ વાલી,
સુદામાપર પ્રેમ કૃષ્ણનો ભકત ઘેર આવ્યા ચાલી. ૧

કહે જમનાબાઇ રસોઇ કરૂં છું સામગ્રી સર્વે તાજી,
વાલ પાપડી વેંગણ ચોળી કાપી મેથીની સર્વે ભાજી,
સાત વાણીના શાક બનાવ્યા, રાઇતાં ભજીયા થઈ રાજી,
મુરબ્બોને સઉ લીધું અથાણું ગોળકેરીમાં રાઇ ઝાજી.

## સેર.

સેવ સુંવાળી વળી લાપસી, શીરો પુરીને દૂધપાક છે.
ઘેબર ખાજાને લાડવા, વળી બાસુદી તો જરાક છે.
મગદળને મહેસુર સહી, બરફી પેંડા કેટલાક છે,
દાળભાતને કઢી થઇ, ઓસામણ જમણનું નાક છે.
રોટલા કરવાની એક શેરની લીધું વેલણ કરમાં ઝાલી,
સુદામાપર પ્રેમ કૃષ્ણનો ભકત ઘેર આવ્યા ચાલી. ૨

કહે સુદામા સુણો કૃષ્ણજી સીદને અહીંયા ખોટી થઇએ,
રોટલી કરવાંની બાકી રહી છે ચાલો સ્નાન કરવા જઇએ.
ચાલ્યા નદીપર નહાવા માટે છે અબોટીયાં સાથે લઇએ,
સુદામા કહે કૃષ્ણ લીલા તે પ્રભુ સંભળાવી દઇએ.

સેર.

કૃષ્ણ કહે તમે સાંભળો, લીલામાં સારો કંઇ નથી,
એમ કહીને હડસેલો દીધો, ઉંડા તે પાણીમાંજથી.
નવુ શહેર કૃષ્ણે બાંધ્યું નીકલા સુદામા ત્યાં મથી,
સુદામા નીકલા બહાર તે, ગામોમાં ઓળખાણ પથી.
સુદામા કહે સુદામાનગરી કહેજો ભાઇઓ કોને ભાલી,
સુદામાપર પ્રેમ કૃષ્ણનો ભકત ઘેર આવ્યા ચાલી. ૪

નવા ગામનો કહે છે શેઠ અમે નવલગામના છે વાસી,
સુદામા ગામ લંબાણ રહ્યું એમ બોલી કરી આવી હાંસી.
વહાણ હમારા બહાર ગયા ફરી દ્વારીકાથી જાશે કાસી,
સુદામાજી બાર વર્ષે જવાશે હવે કયા તો જાશો નાસી.

સેર.

ગામોમાં ચાલો તમે ભાવથી, પુત્રી ને પૈસો આપીયે,
લગન કરી કન્યા વરો, સસાર સુખનો થાપીયે.
હસતે મોંઢે તે ચાલ્યા, દુઃખના તો દહાડા કાપીયે,
પૈસો ને કન્યા મળે, કૃષ્ણના જાપો જાપીયે.
સુદામા છે બ્રાહ્મણ જાતે કરી લગન જમે તે નીચ થાલી,
સુદામાપર પ્રેમ કૃષ્ણનો ભકત ઘેર આવ્યા ચાલી. ૪

ઘર માંડીને રહ્યા સુદામા, નવલ ગામનો કહું હાલે,
અઢારે વરણ સાથે જમે છે એક એકને કન્યા આલે.
એ તો ગામોમાં મરે સ્રી તેના ધણીને તો સાથે બાલે,
જાણે સુદામા સ્રી મરે તો બળવું પડશે લીલા લાલે.

સેર.

પાંચ પુત્ર તે મુકયા, સુદામાની સ્રી ગઇ મરી,
સુદામા કહે મુને બાળશે, બચાવજો કૃષ્ણ હરી.

ગામોના લોક તે આવ્યા, સ્મશાને થાથરી લઇ કરી,
સુદામા ને સાથે બાળજો, એ ઓના ફેરા ફરી.
સુદામા કે સાગરમાં નહાવું પછી મને મૂકજો બાલી,
સુદામાપર પ્રેમ કૃષ્ણનો ભકત ઘેર આવ્યા ચાલી. ૫
જીવતા બળવુ તેથી મરવું ચાલ્યા સાગરમાં જીવ દેવા,
કૃષ્ણ કહીને ડુબકી મારી કરતા ઈશ્વિરની સેવા.
સુદામાને શામળીએ ખેંચી પાસે તાણી નદીયોમાં લેવા,
ડોકુ કહાઢીને જુવે સુદામા કૃષ્ણજી દીઠા તેવા.

## સેર.

પરણ્યાને પુત્ર થયા, ઘણા વરસો લાગી વારજો,
કૃષ્ણ કહે હજુ શેટલી, થઇ નથી તૈયાર જો.
ઘરમાં ગયા થાય શેટલી, કૃષ્ણ સુદામા સારજો,
ભોજન પ્રભુ સાથે કીધા, મણીરામ હતા દીલદારજો.
દાસ પ્રાણજીવન છદ બનાવે શાસ્ત્ર ખ્યાલ ગાવો ખ્યાલી,
સુદામાપર પ્રેમ કૃષ્ણનો ભકત ઘેર આવ્યા ચાલી.



# કૃષ્ણ થાલ.

## રંગત ખડી

તાજી રસોઇ કૃષ્ણલાલ જોઇ રાધીકાતો પીરસે પકવાન
ચાલો નંદનાલાલે જમાડુ કંચન થાલે જમજો ભગવાન.—ટેક
મૂકી ચટણીઓ સર્વ જાતની આપું અથાણા ખારેક નામ,
કેરી કરમદા કમરખ કાંકડી કરડા કોઠીમડા ને છે જામ.
ગાજર ગરમરો લીલી હળદરો કાકના અથાણું લેજો સ્યામ,
મરચા પપૈયાની છે કચુરી આદુ અંબાડા લાવો ઠામ.

## કેંકતો

ઉમરા આંબોસી કૃષ્ણકાલા,
અબા ગુંડા છે પાણીવાલા.
લીંબુ મસાલે લેજો લાલા,

ઓર વાસકલ મૂકે જોર થાલ પીરસે રાધીકા કહી જબાન
ચાલો નંદના લાલે જમાડું કંચન થાલે જમજો ભગવાન.—૧

ભાજી ભગવાનો ખાઈને રાજી કીધી તાજી મેથીનો વઘાર,
માથ મેથીને સરસુ બનાવી પોઈ અલુ છે તો સરદાર.
તાંદલજાની મૂકી મુળાની અંબાડાની છે લેજો લગાર,
લુણી ચોળીની જો જો સ્વાદે પાલખ ખતુમડામાં છમકાર.

## ફેંકતો

જરસ સેકતાની છે ભાજી
મોરસ ભોયપાતરી તો તાજી.
બની નાલાની ખાઈને રાજી,

લેજો ડાભાની જોઈ તાંકલાની મુકે મોચોની થઈ સહુધાન.
ચાલો નંદનાલાલે જમાડું કંચન થાલે જમજો ભગવાન.—૨

મઠ મગને દાલ ચણાની લાલ ચોળા મસાલે ચણા.
લીલા વાલને લીલા વટાણા લીલી તુવેર દાણા છે ઘણા.
કારેલા કંટોળા તળાવી સુરણ રતાળુ ચાર જણા,
ફનસની પુલાવર ફાંકડી શાક, સકરીઆ તેલ તણા.

## ફેંકતો

ફવડા બીતમાં વધાર દેજો
પાપડી પંદોરા માગી લેજો.
સલગમ ચૌધારી આપું છે જો

ભીંડા વાલાર અને વેંગણા તુરીયા ટીંડોરા છે પરમાન
ચાલો નંદના લાલે જમાડું કંચન થાલે જમજો ભગવાન.—૩

શાક સલગમનું ફનસ રવૈયા સર્વે જાત છે તરકારી
દુધી હુલકરો અને બટાટા સીંગ સેકતાની બલહારી.
મોગરી શાક ગવારનાક ટાંમેટા મસાલે સંભારી,
ચોળી ચીભડા ચતુરાઈથી પીરસે ભમરડી તો ન્યારી

ફેંકતો

કોહલું સ્વાદે મુકયું ભાને
ગલકા રાજીકડા છે ગુણવાને
કોબીચ કેલ પુલથી મન માને

સેવ ગાંઠીઆ જાતભાતના ભજીયા પોઇ છે તો દીલજાન,
ચાલો નંદના લાલે જમાડું કંચન થાલે જમજો ભગવાન—૪
માવો મલાઇ અને મગદલો શીખંડ સુતરફેની હાજર
સીરો પુરી દુધપાક મઠો છે ખીરંજમાં નાખ્યા કેસર
મુકે બરફી બાસુદી મસાલે શુંદર પાક મુકયા ઘેબર
ગુલાબ જામ મેવાથી સામ છે મગજ ચણાનો ઘીથી તર.

ફેંકતો

મોહન પાકથી મોહન મનાવે
અમરક પાક કેસરી ગનાવે.
પેંડા ચુરમું મૂકી ને જનાવે,

મેવા કંસારો મૂકીને હારો ખાજા ખજુરી છે દરમ્યાન.
ચાલો નંદના લાલે જમાડું કંચન થાલે જમજો ભગવાન—૫
ઘારી ઘુઘરા મૂકયા પુરા લો સાથા અને સાકર દાના,
માલપુવા ને મૂકે જલેબી બુંડીલાડુ સહુ પીસ્તાના
સુકો હલવો ને લીલો બદામી પ્રેમ થકી મુકુ સ્યાના,
નરમ દાળ વઘારે લાલ છે દહીં કઢી લેજો કહાના

ફેંકતો

છુટી દાળ છે ચંપા છોરે
કમોદ ભાત મુકયો છે જોરે.
ઘી ઘાડવાનું આપી ઘોરે.

ચતુરાઇથી પ્રભુ જમાડે રાધીકાના સ્વાદે મીસ્તાન
ચાલો નંદના લાલે જમાડું કચન થાલે જમજો ભગવાન.—૬
પાણી જમનાના પ્રીતે પીવાડે જમી રહ્યા છે તો નંદલાલ,
પાન સોપારી લવેંગ એલચી મુખવાસો આપે છે હાલ.

પલંગ તળાઇ પ્રભુ સુવાડે ચમર ગોપી ઓરાડે સાલ,
ચરણ દબાવે સહુ નારીયો ગાએ સાંભળે કૃષ્ણ થાલ.

ફેંકતો

મણીરામ કહે હરી સમરજો,
હીરાલાલ ગુરૂ જ્ઞાને તરજો.
સોતા વકતા વૈકુંઠે ફરજો.

પ્રભુ થાલ પાણજીવન તાલ તમે લેજો ચરણમાં મુજને કહાન,
ચાલો નંદનાલાલે જમાડું કંચન થાલે જમજો ભગવાન.



# જમના પાન ને ગંગા સ્નાન

## કૃષ્ન લીલા.

### રંગત ખડી.

દાન પાન જમનાના માન કહું મથુરાથી જા વંદ્રાવન,
કૃષ્ન લાલ ગોકુલમાં બીરાજે ઘર ઘર મંદીર છે દરશન-ટેક.

ઠંડા જલ જમનાના થલ તમે પીયો પાપ કાપે હરવાર,
રાધે સ્યામ નૈનો નીરખી લો શોભીતા છે તોરે શણગાર.
મથુરા નગરી છે અલબેલી કરે દાન સર્વે દાતાર,
દરશન કરી લો થીર મનથી કૃષ્ન તમ કરશે ઓધાર.

ફેંકતો.

વાસુદેવ જેલોમાં પ્યારા,
દેવકીજી સાથે નહીં ન્યારા;
કરો દરશનો હૈડે કયારા.

દુત ઉભેલા બેઉ કંશના વાસુદેવ નહીં રાખે સમન,
કૃષ્નલાલ ગોકુલમાં બીરાજે ઘર ઘર મંદીર છે દરશન, ૧

જમનાજીની આરતી ઘીની હાથ જેટલી મોટી કહેવાય,
માનશ કરતા કાચબા કેવા કરી દરશન ને મલકાય,

આપે પરસાદી લેજો પેંડા પ્રેમ થકી ભાવે સહુ ખાય,
મથુરા લીલા કહું તે સમજો ગામ ગુણ ગોવીંદના ગાય.

ફેંકતો.

જનમ દરશનો બાલા વેશે
પ્રેમ થકી ચાલો તે દેશે
ભકિત ભાવ તેનામાં રહેશે

ફરી શહેરના દરશન લહેરના કહાન કુંવરના જુઓ વતન,
કૃષ્નલાલ ગોકુલમાં બીરાજે ઘર ઘર મંદીર છે દરશન.
જોઈ ગોકુલમાં જમના થલમાં નંદલાલ ઝુલે હાલન,
ચતુરાઈ ચોબાની જોઈ લો દો રૂપીઆ ઝુલસે પાલન.
આપે શ્રીફલો તમને હાથમાં પછી ખીસા કરશે ખાલન.
જાત વાત પરખ્યાત કરીને તમ હાથ રાખે ઝાલન.

ફેંકતો.

લખી ચોપડી આપો નાણું,
કરો દરશનો ગોકુલ જાણું;
ખેચો સાંકલી ઝુલો ઝુલાણું.

ઝુલાવો કૃષ્નનું પારણું ખાઇ માટીને થાવો મગન,
કૃષ્નલાલ ગોકુલમાં બીરાજે ઘર ઘર મંદીર છે દરશાન. ૩

થંભ સુનાનો મંદીર જોઇ લો તત્રીસ કોટી દેવો સંભાલ,
લીલા કહું છું વંદ્રાવનની શોભીતા છે તોરે નંદલાલ.
મૂખ મોરલી મોહન બીરાજે સાથે રાધીકા શોભે હાલ,
પ્રેમ રાખીને ચરણ પડી લો ગળે મોતી તુલશીની માલ.

ફેંકતો.

મોર મુગટ શોભીતી સેવા,
કાન કુંડલો ઝલકે જેવા;
પીળા પીતાંબર શોભે કેવા.

તુલશી કયારા વાંદર પ્યારા મારી અસુરો કીધું મથન,
કૃષ્નલાલ ગોકુલમાં બીરાજે ઘર ઘર મંદીર છે દરસન ૪

જો જો ફરીને નહીં ડરને વંદ્રાવનના દરસન ઘણા
ચરણસ્પર્સ છે રાધેસ્યામના દો રૂપીઆ કંઇ છનીયણા.
રાસ રમવાનું તે જોવાનું કાલી નાગની નાથી ફણા,
જગન્નાથ ચાલીને ગયા છે ભોંયરૂં ઉતરવાની મણા.

ટેંકતો.

વંદ્રાવનની કુંજ ગલી છે,
લો દરસન રાધીકા ભલી છે.
વીધવા ભજન કરવાને મલી છે.

ત્રણુ ગામના જોઈ નામના કરી દરસને કહું વચન,
કૃષ્નલાલ ગોકુલમાં બીરાજે ઘર ઘર મંદીર છે દરસન. ૫
જાજો જલદીથી હરી દુવારો કયાનું કરી લો કલ્યાન,
જનમ લીધો તો જાજો ગંગાજી કરી સ્નાનો કરજો પાન.
ગંગા માતાના દરસન કરી લો ભુલી જશો દુન્યાનું ભાન,
પંચમુખી મહાદેવ જોઈ લો ભકિત ભાવથી કરજો દાન.

ટેંકતો.

પીત્રુ ઘાટપર પીંડ મુકાવે,
કુટુંબ સહીત સ્વર્ગોમાં જાવે;
કંઈક ગંગા પુંજને આવે.

સરવન ઘાટ ગંગાજી માત ભીમ ઘાટના પાણી પીયો કરન,
કૃષ્નલાલ ગોકુલમાં બીરાજે ઘર ઘર મંદીર છે દરસન. ૬
રૂશી કેસ એક દેશ બનેલો રામકુંડ સ્નાન કરો,
ત્યાંથી લક્ષમન ઝુલા ચાલજો સુખથી કહેતા હરીહરો.
રામ લક્ષમન ભરત શતરૂઘ્ન હનુમાને રૂપ વીકરાળ ધરો,
દરસનથી પરસન કરી લો ડુંગર ચડતા થાય મરો.

ટેંકતો.

નીચે ગંગાજી સ્નાન કરજો,
ત્યાં જઈ ઝુલાપર તો ચહરજો;
ન જાવો બહારી તો પાછા ફરજો.

જયજય બદરીનારાયણ તમને હાથ જોડી કરૂં વંદન,
કૃષ્નલાલ ગોકુલમાં બીરાજે ઘર ઘર મંદીર છે દરસન. ૭

અર્ધું ફૂલ ઝુલાથી મલે છે સમજો ગુણીજન ને જ્ઞાની,
એકસોસાંઠ ડુંગર ચઢી જાવું પચીસ દહાડે પોંચે માની.
જીવતા આવો તો પુન તમારા હીમાલાની કહું નીશાની,
ઝુલા સુધી જઇને આવ્યા ગાએ પ્રાણજીવન સહેલાની.

ફેંકતો.

મણીરામ છે ગુરૂ હમારે
જાવો તીર્થ પ્રભુના દુવારે
છંદ પ્રાણપ્યારા લલકારે

જોઈ અલબેલી અંબા માત કરો ધામ નામ કહે ભાઇ છગન,
કૃષ્નલાલ ગોકુલમાં બીરાજે ઘર ઘર મંદીર છે દરસન. ૮



## ઈશ્વર સ્તુતી સનંદ છે.

### રંગત ખેડી.

ગુરૂજ્ઞાન સતસંગને જાણ તું ભકતી કર થાશે કલ્યાન,
રૂપ માંહે સૌ રૂપ મેલવજે પી અમૃત મલશે ભગવાન-ટેક.

મંત્ર જપી લો શાહસ્ત્ર સારથી હરી કરશે તારો આધાર,
નીરંજનને તુ સમરી લે કંઈક ભકતોને કીધા પાર.
રામ નામ તું કેજે ઘટમાં બ્રહ્મા વીષ્નુને તે કરનાર,
મનથી સંકરો માની લેજો ત્રણ દેવનો છે આકાર.
તુને સાનથી હું સમજાવું ભજો હરીના કરો વખાન,
રૂપ માંહે સૌ રૂપ મેલવજે પી અમૃત મલશે ભગવાન. ૧

રાજી થઈને રઘુનાથ ભજી લે કૃષ્નનું તો કરી લે સમરન,
વાર ન લાગે ભકતો જનોને પ્રેમ રાખી કરજે વંદન.
લાલ લક્ષ્મીના પતી જાણજો નીત કરે પુંજા દરસન,
પ્રાણથી પ્યારા ભજો પ્રભુને ગુરૂ જ્ઞાનથી તરે ભકતન.

નહીં ડરશે તે કાલ જાલથી મટે ચોરાશી નહીં હબાન,
 રૂપ માંહે સૌ રૂપ મેલવજે પી અમૃત મલશે ભગવાન. ૨

જીવન તારૂં વૃથા ન જશે હોમ નમો નારાયેન કર,
વખત તારો જાશે વીતીને માટે ભજી લે હરી તે હર.
નર નીરાકારો તે જાણજે નથી આકારો ને કંઈ ઘર,
દાસ થઈને બેઠા ભકતો જન કાલ તણો નહીં તેને ડર.
સનંદ ખ્યાલ પ્રભુનો હાલ તે ચાર વેદથી છે પરમાન,
 રૂપ માંહે સૌ રૂપ મેલવજે પી અમૃત મલશે ભગવાન. ૩

રસ હરીનો પીયોને પાચો આજે સમજાવું તમને ખાસ,
અરનામૃત લે જ્ઞાન ધુતીને પ્રભુ ચરનની રાખો આસ.
નાશ થવાના સહુ પ્રાણીઓ માટે હરી રાખે બરદાસ,
રજ ભકતીથી તું તરી જાશે મણીરામને રાખ્યા પાસ.
અંતર પ્રાણજીવન કહે કાલને જ્ઞાન ભકતીના ઉડે નીશાન,
 રૂપમાંહે સૌ રૂપ ડેરાવજે પી અમૃત મલશે ભગવાન. ૪



# ચીભડા ચોળીના લગન.

## રંગત ખડી,

ચતુરાઈથી ચીભડા ભાઇ વરઘોડે ચઢી વરવા આવ્યા,
ચોળી બાઈને ચંચલ જોઈ દઇ પલ્લુને પરણી લાવ્યા. ટેક

ચાલો જાનૈયા જસ લેવાને ચીભડા ભાઈના કરીએ લગન,
વરની માડી થાએ કાંકડી આજ મોડ બાંધીને જુવે સુકન.
પીતા ચીભડાનો છે પન્દોળા ચલો જાનૈયા થઇ પરસન,
ગીત ગાવાને મલી ભાજી અંજાવો આંખ વરરાએ જતન.

### ચાલ.

વાલોડ વેંગણા છે કારભારી,
કોહળું કારેલા કોબીજ નારી.
જાંબુ જાસફુલની બલીહારી,
દુધી ડહાપણથી લાગે સારી.

તુરીયાં ટીંડોરા સલગમ કાંદા સર્વે વાજાં વગડાવ્યા,
ચોળી બાઈને ચંચલ જોઇ દઇ પલ્લુને પરણી લાવ્યા. ૧

ગુવારસીંગની ચાદી જોઇ લો સમણુ દીવો ભુલ્યા ભાઈ;
લાવી જલદીથી જઇને દીવો તે ઝાલો તમે વરની માઈ.
ચાલે વરઘોડો સાજન સાથે સહુ તરકારી તો ગીતો ગાઈ,
ગલકા કરે પટલાઈ પપૈયો પાપડી જોઇને હરખાઇ.

### ચાલ.

સીંગ સેકટાનો માંડવો છેજો,
મોગરીના બંધ બાંધી દેજો.
મુળાપણીથી ચણીને લેજો,
ભૂલ હોય તો વરરાજા કેજો.

આસુ સાલી તે હરથી લીધો સુરણ ભાઇ સસરા ભાવ્યા,
ચોળી બાઈને ચંચલ જોઈ દઈ પલ્લુને પરણી લાવ્યા. ૨

પલ્લુ આપવા આવો ચાલી કન્યાને પહેરાવી મહેર કરો,
વર તરફના જાએ જાનૈયા લેજો પલ્લુ તમે નહીં ડરો.
ભીંડા રતાળુ અને રવૈયા સકરકંદ તમે સભા ભરો,
પલ્લામાં મુકયા છે દાગીના જ્ઞાની સમજીને લેજો નરો.

### ચાલ.

પહેલે દાગીને મરચું આપું,
બીજે દાગીને આદુ કાપું.
ત્રીજે દાગીને લસણ દાપું,
ચોથે દાગીને મીઠું ચાંપુ.

પૂરે કૃણસબી ફક્કડ થઇ પુલાવરે નાચીને હરખાવ્યા,
ચોળી બાઇને ચંચલ જોઇ દઈ પલ્લુને પરણી લાવ્યા. ૩

બેઠો બટાટો બ્રાહ્મણ થઇ તે લગનના લો મંત્ર ગાએ,
સાહુધાન કંટોલા કહેને પહેલું મંગળ વરતાએ.
બીજું ત્રીજુ ને ચોથું મંગળ હસ્ત મીલાપો ત્યાં થાએ,
જમી જમાડી સહુ જાનૈયા સર્વે મળી ઘેર જાએ.



ચાલ.

વસંત પંચમી ઉલાસેરે,
પહેરામણી સહુ કીધી લેરે.
આવ્યા વરકન્યા તે ઘેરે,
ગુરૂ મણીરામ ખાસે છેરે,

સીતારીની લલકારે લાવણી છંદ પ્રાણજીવને ગાયા,
ચતુરો આંખેને ચંચલ જોઈ દઈ પંડ્યાને પરણી લાવ્યા. ૪



## ચાહા બીસકુટ.

### રંગત ખડી.

કંઇ છટકેલા તે વટલેલા ચાહા છે તો ચનચલ નારી,
ચાહા છીનાલો હોટલ પેસીને ભ્રષ્ટ કીધી દુન્યા સારી—ટેક.
પરપંચી તે પટેલ પાંઉ પ્રભાતે ઉઠી હોટલ આવ્યા,
મોળી ખારી ને બીસકીટ પ્યારી લીમજી બાઇએ લલચાવ્યા.
નાનખટાઇ સારી સફાઇ સમજાવીને કેક લાવ્યા,
સટરપટરથી બની બટેરા તે તો જોઇને હરખાવ્યા.

ચાલ.

દુકાન પહેરોડીએ દીધી ખોલી,
પાંઉ પરોના લીમજી બોલી.
બીજો શેઠ આવ્યા મંજી તોલી,
ઉઠયા ચાકરો ઉંઘથી ડોલી.

ચકચકતા બંબને સળગાવી કરે ચાહાની હવે તેયારી,
ચાહા છીનાલો હોટલ પેસીને ભ્રષ્ટ કીધી દુન્યા સારી. ૧

હોટલ સણગારી શોભા વધારી વીજલીની તો બત્તી લીધી,
ચાહાને સમજાવા મુકી સાકર દુધને પરનાવી દીધી.
કોપ રકેબી ફરસી કલકત્ત જાણ્યા તે લઇને પીધી,
ટેબલ ખુરસો પહેરામણીમાં હજામની બોણી દીધી,

### ચાલ.

ઉસલ મુસલ મસાલે દેવા,
રાઇથી બટાટા વઘારી દેવા.
સેવ ગાંઠીયા ઘીના લેવા,
ભાવનગરી નહી જેવા તેવા.
પાટળ ભાજી પટલી પટલી તીખી મોળી લેજો ખારી,
ચાહા છીનાલો હોટલ પેસીને ભ્રષ્ટ કીધી દુન્યા સારી. ૨
પુરી ભજીયા કરે કજીયા અલુ પાન સમજો દીલદાર,
ચટની ચતુરાઈ કરી ચાખજો ઘીનો ચેવડો છે તૈયાર.
શીખંડ બાસુદી છે કંઈ જુદી ચાહાતણા સર્વે શણગાર,
બુંદી લાડુ ને છે તો જલેબી સીરો શોભીનો ઘી અપાર.

### ચાલ.

હલવો બદામી ઘીનો તર છે,
ચાહાતણા પીયરીઆ વર છે.
ચણા વટાણા તે તો સર છે,
આવે હોટલમાં પાસે જર છે.
ચતુર ચાહાને ચનચલથી માંગે સાથે લાવો ઘુઘરા ને ધારી,
ચાહા છીનાલો હોટલ પેસીને ભ્રષ્ટ કીધી દુન્યા સારી. ૩
વાણી જાણી ત્યાર કરાવી બેઠા શેઠ વકરે નાના,
ચાકર નોકર છે કાહુરભારી ઘરાક આવે કંઇકો ચાહના.
ઘાંચી મોચીને તેલી તંબોલી ખત્રી હુલા આવે કાના,
બ્રામન વાનીયા કનબી કોરીઓ ભ્રષ્ટ થયા સર્વે સીયાના.

### ચાલ.

ચાહાને કાકીથી લીવર થાયે,
વટલેલા હોટલમાં ખાયે.
નહી લાવો ચાહાને ઘરમાંયે,
મણીરામ હરી ગુણને ગાયે.
ગાયે પ્રાણજીવન સુકો ચાહા વટલેલ, થયા છે આચારી,
ચાહા છીનાલો હોટલ પેસીને ભ્રષ્ટ કીધી દુન્યા સારી. ૪



# ચાર ભાષામાં ચાર સાહેલી.

## રંગત ખડી.

ચાર સાહેલી છેલ છબીલી મલી ચાર જાત ચોપાટો નાર,
ગુજરાતણુ કચ્છનને ઘાટણુ મુસલમાનીનો છે ચમકાર-ટેક.

કહે ગુજરાતણ ધણી ધન ધન મારી વાત સમજો બહેની,
આહી પોલકા દેશી સાડીઓ મારા સ્વામીની છે રહેની.
સસ્તી સાડીઓ ઝીણી જાડીએ ચાલો ગાંધીની છે કહેતી,
દેશોદેશની તરેહવાર છે લીયો ખાદી મરજી જહેની.
છૈયા છોકરાં સર્વે દેશી તમે ત્રણુ જણી કરો વીચાર,
ગુજરાતણુ કચ્છણુ ને ઘાટણુ મુસલમાનીનો છે ચમકાર. ૧

અઈ કછચન નાએ લખન અઈ સુણો તમ મુઝી ગાલ,
ધની મુંજો હાને જો વેપારી બંદર મથે ફીરણ તો લાલ.
ઈશ્વર અસાકે ધીંગલા બોરા બોધનીએ મુકે દેશી સાલ,
બોઇ જનાહે મોજમઝાથી રીસણા મુકે પ્રભુજી પાલ.
નાઈ મુંજે પેટે કીક ડીકરો અસી વાંઝીયા નાએ થાર,
ગુજરાતણુ કચ્છન ને ઘાટણુ મુસલમાનીનો છે ચમકાર. ૨

તીસરી ઘાટન મને બાયા તુમી આઇકા દુઃખ મઝા સાંગુ,
મઝે નવરેલા દોન બઈઝા લગનાચીમી હય ભાગુ.
માજી સવકન ટંટા કરતે દેની સીવ્યા મજલા રાગુ,
ફાર બપકે મહી સવકન ફીરને પરદેશી કપડે લાગુ.
મલા પાઇજે ખાદી ચોલી દેશી સાડી ઘેવુંન સીફાર,
ગુજરાતણુ કચ્છન ને ઘાટણુ મુસલમાનીનો છે ચમકાર. ૩

મુસલમાનીબો ચોથી કહેતી વકીલ ખાવીંદ મેરા મેરબાન,
કોરટમેં બો જાકે લડતે બોહત રખતે મેરેપે જાન.
ઘરમેં આવે તો મેરે તાબેમે ચુપસે રહેના તુ ઇનસાન,
લંબી ચવરી બાત કરે તો મય ઉનકા બાલીસ્ટર માન.
મણીલાલસે ગાવે પ્રાણુજીવન તુરત ચંગ બેઠે સરદાર,
ગુજરાતણુ કચ્છણુ ને ઘાટણુ મુસલમાનીનો છે ચમકાર. ૪



# અસલ ચરખાની ખાદી.

## રંગત ખડી.

ફર ફરે ફરે ફર ફરે  ફેંટીયે ખીલ માકડાનો છે ચરખો,
ખરેખરી છે ખાદી ખખરતી અસલ લાકડાનો છે ચરખો–ટેક.
રૂને રમાવી પીંજી પીંજાવી પૂણી કરવાનો છે ચરખો,
હાથ મેહનત હથીયાર હાથના ધોથે ભરવાનો છે ચરખો.
જોસફાયથી જાડુ ઝીનુ કર જોની જરવાનો છે ચરખો,
સુતર સામટુ સારૂ સફાઈ કરો તરવાનો છે ચરખો.
દેશી સુતર દેશી વણુતરો મલમલ ધાકાનો છે ચરખો,
ખરેખરી છે ખાદી ખખરતી અસલ લાકડાનો છે ચરખો. ૧

વેહવારે વસાવો વાજબી એકજ વારનો છે ચરખો,
રાખે રામજી રાએ રંકને સુતર તારનો છે ચરખો.
ભુલ્યો ભાન તું પૂરે ભમરડો હલકા ભારનો છે ચરખો,
માટે મગરૂબી મુકી ફેરવો કંચન હારનો છે ચરખો.
દેશી સુતર દેશી વણુતરો મલમલ ધાકાનો છે ચરખો,
ખરેખરી છે ખાદી ખખરતી અસલ લાકડાનો છે ચરખો. ૨

ચાલ ચેતીને ચતુરાથી ચતુર આજનો છે ચરખો,
ઈસ્ત્રી ઈજ્જતે કરો યાદ સ્વરાજ તાજનો છે ચરખો.
નાના નરહરી નર મેલવે વધે લાજનો છે ચરખો,
ધરો ધ્યાન ધનવાન ધણી કરસાજ કાજનો છે ચરખો.
દેશી સુતર દેશી વણુતરો મલમલ ઢાકાનો છે ચરખો,
ખરેખરી છે. ખાદી ખખરતી અસલ લાકડાનો છે ચરખો. ૩

લગન લાડીમાં લલકે ખાસી મણીલાલનો છે ચરખો,
ગરીબ ગુણવનતા તે ગોવીંદ હીરાલાલનો છે ચરખો.
કરો કરાવો કહે કાલીદાસ પ્રથમ સાલનો છે ચરખો,
પ્યારા પ્રાણજીવન ગાએ છંદ દે જુવાબ ખ્યાલનો છે ચરખો.
દેશી સુતર દેશી વણુતરો મલમલ ઢાકાનો છે ચરખો,
ખરેખરી છે ખાદી ખખરતી અસલ લાકડાનો છે ચરખો. ૪

# હરીહરા સ્વામી ને નાથુગોરના

# મરણ વીષે

### રંગત ખડી.

છે તો દીલગીરી દરજી વીરો રૂદન કરે નરનારી જુવાન,
હરીહરા સ્વામી મંગળે ગુરૂવારે નાથુ સમસાન.—ટેક.
ભરી કોંગ્રેસો તો બારમી મુંબઇ શહેર મધે ગુલઝાર,
ભરૂચથી સ્વામી આવ્યા દરજીઓને કરવા ઉદ્ધાર.
ગાડી પરથી તેડી લાવ્યા માન થકી પહેરાવ્યા હાર,
તાડદેવ પર આપી ઉતારો મંછારામ પીતાંમ્બર દુવાર.

### ફેંકતો

મંછારામ દરજી દમણના,
કીધી સ્વામીની સેવા ધનના,
હતા શીક સાધુ તે વતનના.

રવી સોમ સ્વામીના ભાષણો આી પુરૂષો લેજો જ્ઞાન,
હરીહરા સ્વામી મંગલે ગુરૂવારે નાથુ સમસાન. ૧
બાર વરસોથી સ્વામીં આવતા લેતા જ્ઞાનને પડે ચરણ,
પરમ દયાળુ સ્વર્ગે પહોંચ્યા તેથી દુઃખાયે અંતઃકરણ.
વૈશાખ સુદી વાર મંગલે એકમ સ્વામીનું થયું મરણ,
ઓગણીસ ઓગણાસી તો જાણજો બપોર ત્રણ વાગાને સરણ.

### ફેંકતો

વરસ સાંઠ ઉમર તમારી,
મોટર ગાડી સ્વામી સવારી;
સમાધીસ્ત વાલકેશ્વર ભારી.

વણીક ચેલાઓ દરજી ન્યાત જો ગુરૂ ગયા બેસી વીમાન,
હરીહરા સ્વામી મંગલે ગુરૂવારે નાથુ સમસાન. ૨
બીજો અચંબો કહું તમને કાન દઇને સમજો વાણી,
ચોરાસી દરજીની ન્યાતના ગોર જતા શંકર જ્ઞાની.
ઉરફે નામ નાથુ તેમ કહું છું પીતા દયાશંકર દાની.
વડીલ બંધુ [illegible]શંકર [illegible] દીધા [illegible] તેને જાની.

## ફેંકતો.

પીતા બંધુના પાછળ નાથુએ,
જમી ચોરાશી દરજી સાથુએ.
હતા સંતોષી ભીડી બાથુએ,
ન્યાત જાતમાં રહે સર જજમાનોથી નહીં કરે ગુમાન,
હરીહર સ્વામી મંગળે ગુરૂવારે નાથુ સમસાન. ૩
આપે કોંગ્રેસોમાં હાજરી સ્વામી અને છે નાથુ ગોર,
સારી મદદો હતી બેઉના કરતા કામ રાખીન જોર.
વૈસાખ સુદ ત્રીજ ગુરૂએ મરણ થયા નથુ ઘમઘોર,
દીવસ આઠ વાગાને સુમારે ઉમર બત્રીસે કહું છું સોર.

## ફેંકતો

આવે કાલ તો સહુ જાવનું,
કરો ભલાઇ ભલું થવાનું.
રામ નામ હરી ગુરુ ગાવનું.
સ્વામી ગોરનો ખ્યાલ બનાવી પ્રાણજીવન ભજે ભગવાન,
હરીહર સ્વામી મંગળે ગુરૂવારે નાથુ સમસાન.



# છવીસ હરફી પતંગ પેચ.

## રંગત ખડી.

કસ ન જાનો છે ઉતરાંનો કાસીરામે કંના બાંધ્યા ભારી,
ખુસાલ મકર સક્રાંતી આવી પતંગ પેચની બલીહારી-ટેક
ગંગારામની ગોથ મારની ગોવીંદમાં માંજાણી તૈયારી,
ઘેલાભાઇ ઘબરાઇ ગયા તે ઘરમાંથી લાવ્યા ધારી.
ચુનીલાલની ચતુરાઇ જો સુરતી પતંગ તેની સારી,
છબીલદાસની છેલ છબીલી ઉડી છે તો જુવે નરનારી.

## ફેંકતો

જેકીસન પતંગો જાંબુ રંગના લાવ્યા,
જસવંતલાલે તે ઉડાવી સમજાવ્યા.

છોટાલાલ ઝડપથી ચગાવે સર્વે રંગણી અણુઆરી,
ખુસાલ મકર સંક્રાંતિ આવી પતંગ પેચની બલીહારી. ૧
લાલ કરી ત્રીભોવન આવ્યા મારી પેચ કાપી કાલી,
ઠાકોરદાસે તે ઠુમકો મારી ને બીજી ચગાવી છે લાલી.
આત્મારામ દર્શાવી કહે મેં માજાની ફીરકી ઝાલી,
દંભ નથી કંઈ મનજીભાઈનો ઝાડે પતંગ દીધો ઘાલી.

કૈંકતો

ત્રીકમની પટંગો ગઈ છે માંજાની સાથે,
તજબીજથી તુલસીદાસે ઉડાવી હાથે.

નારણદાસ નારંગી રંગણી કાપે પતંગો વસાતારી,
ખુસાલ મંકરસક્રાંતી આવી પતંગ પેચની બલીહારી. ૨
પીતાંમ્બરે પીલી ઉડાવી પરસોત્તમ કરે ચરસાઈ,
પ્રકકર ફાકડો બની ફકીરચંદ કંના તેના તો બંધાઈ.
બીજલાલની ચગી બાવલી રંગરંગની છે તો ભાઈ,
ભુલાભાઈની ભુરી ચગીને લાગ્યા પેચ તે તો કપાઈ.

કૈંકતો.

મોતીરામે ગોથ મારીને ગગને ચઢાવી,
મંછારામે તે સહુને કાપી બતલાવી.

યાદ કરી લે ઇશ્વરલાલો પતંગતના છે સરકારી,
ખુસાલ મકર સંક્રાતી આવી પતંગ પેચની બલીહારી. ૩
રતીલાલની રાતી ચગી છે રતનજીની આવી સામે,
લલુભાઈની લટક જોઈને ઉડે પતંગ ખરચા દામે.
વરજલાલ વાજબી કાપે છે પડી સાંજ જાવો ધામે,
શાન રાખીને સમજો ભાઇઓ, કથ્યા છંદ ત મણીરામે.

કૈંકતો.

ચંદુલાલની પ્રાણજીવન પતંગ ગાજે છે આજે
કહે હીરાલાલ પ્રેમી ઈશ્વર ગુણ ગાજે.

જ્ઞાન પેચનો પતંગ મારો હરીભજન કર પરવારી,
ખુસાલ મકરસક્રાંતી આવી પતંગ પેચની બલીહારી. ૪



## કીંમતી સુખડથી બાળેલા બાલગંગાધર તીલક સનંદ છે.

### રંગત લંગડી.

દ રસન આજે થયા તીલકના જેણે લીધો સર્વગોમાં વાસ,
ર ત્ન હીંદના=હીરાને પાપી જમ લઇ ગયો બદમાસ-ટેક

જી યારે સન તે હતું અઢારે છપ્પન તીલક જન્મ લીધો,

પ્રાં ત રત્નાગીરી=જુલાઇ મહીનો તારીખ તેવીસ દીધો.

ન ર પિતા ગંગાધર વતન રત્નાગીરીમાં મોટો કીધો,

જી વ રાખીને=ઉછાળે રસ્તો બતાવે સહુ સીધો.

### છોટી.

વ ધે કળા સુર્યની તેમ થાય ખાય મોટા,
ન રમથી રમે છે સર્વે ગામના જોટા.
દા સ થઇ ભણવા માટે વખત નહીં ખોટા,
સ હુ ભણે મરાઠી અંગ્રેજી ગલગોટા.

### સેર.

ના તો સુખ કંઈ ભોગવું, વાદળ તો આવ્યું છે ચઢરી,

ર તન વરસો સોલના, તીલક પિતા ગયા મરી.
ન રમ થઇ દુઃખ ભોગવે, ભણતર ભણી ગામો ફરી.
દા દ લેવા સ્કૂલ તણી, આવ્યા પુણે રહ્યા ઘર ભરી.
સ રસ ચાલે છે નામ તીલકો કરે અભ્યાસો રાખી ઉલ્લાસ,
રતન હીંદના=હીરાને પાપી જમ લઇ ગયો બદમાસ. ૧

તુ રતે બાંધે તરંગ પોતાને મગજ શકિત જો સારી હતી,

રા ત દીન તે=અભ્યાસો કરે રાખે પોતાની મતી.

**ના**ગીરમાં છે નામ જેનું તે અઢાર છાતેરમાં સારી ગતી,
**બી** યાલ કરી લો=પરીક્ષા આપે બી. એ.ની પાસ થતી.

છોટી.

**ચા**દ કરી ભણુવાનું બીજું લીધું છે જાતે,
**લો**કમાન તીલકો ભણુવા લાગ્યા સપાતે.
**બ**રાબર અભ્યાસો કરે ઉઠી પ્રભાતે,
**ના**મ રાખે રોજ તે સાંભળે ન કોઈની વાતે.

સેર.

**વ**રસ બે નીકળી ગયા, વળી તીલકો ગભરાઈજી,
**ના**મ મારૂં નીચે જશે, કરે મહેનતો અકળાઈજી,
**ર**મન સમન બેઉ રાખીને, સહુથી સરસ તે ભાઇજી,
**પો**તે અઢાર ને ઓગણુાંસી, એલ. એમ. પાસ કહેવાઇજી.

**તે** ઓને એલ. એમ.ની પાસથી ખુશી થયા તમને કહું ખાસ,
રતન હીંદના=હીરાને પાપી જમ લઈ ગયો બદમાસ. ૨
ધન છે તીલક નામ તમારૂં ઈશ્વરે સહુ રાખ્યો વિચાર,
ખરા મૂર્તોમાં=જન્મ દીધો છે ગામ રત્નાગીર સાર.
અઢારસો બીયાસીમાં પહેલો મુકદમો આવ્યો દીલદાર
મુંબઇ શહેરની=કોરટમાં ચાલે કેસ સમજો તકરાર,

છોટી.

કેસ ઘણા દીવસથી કોરટમાં તે ચલાવ્યો,
ડુંગરીની જેલમા રહેવાને ફરમાવ્યો.
ભોગવે છે જેલ તે વાંકો દહાડો લખાવ્યો,
એકસો ને એકજ દહાડે તીલક ઘેર આવ્યો.

સેર.

અઢારસો ને છયાસીમાં, પુણે પોતાની સ્કુલ બને,
તમે ઇંગ્લીસ પેપર કાઢીયાં, છાપે મરાઠીને લઈ કને.

બ્રી આઢારસો ચાલીસમાં. બીજી સજાઓ તમને હને,
ત્રીજી સજા છ વરસોની, ભોગવતાં તે કાઢીયો દને.
ઓગણીસો ચઉદોમાં છુટી, બુધવાર જુન તારીખ સતર દાસ,
રત્ન હીંદના=હીરાને, પાપી જમ લઈ ગયો બદમાસ. ૩
સર્વે વાતને મૂકી કરીને હવે મરણનો કહું છું હાલ,
એકાએકથી=પાવી મુંબઈમાં સીક પડ્યા તે બાલ.
સરદાર ગૃહમાં રહેલા તીલકો આવી ઉભો છે તેનો કાલ,
સાત ડાકટરો=પીવાડે દવા એકથી એક વીકરાલ.

## છોટી.

વારે ઘડી તપાસી ડાકટર દવા આપે છે,
હરઘડી ફીવરનો મુકી ગેજ માપે છે.
બીજા પેટના દરદોને આપી દવા કાપે છે,
જરા શાંતી વલવા લાગી નજર થાપે છે.

## સેર.

સારૂં તે સનીવારો સુધી, ડાકટરની આશા પારજી,
દવાનો ગુણ માલમ પડયો, છે ભરોસો તે વારજી,
ડાક્ટરો મહેનત કરે, એક એક પછી આધારજી,
ચા, જમવાનું ભૂલી ગયા, તીલક પર રાખી પ્યારજી.
સુમાર આઠ વાગ્યાનો સની છે ઉભરી આવ્યો સર્વે સાસ,
રત્ન હિંદના=હીરાને પાપી જમ લઇ ગયો બદમાસ. ૪
તારીખ છે એકત્રીસ જુલાઈ બાર ચાલીસે થયું મરન,
સની રાત્રે=ઓગણીસો વીસે થયા ઈશ્વરને શરન.
છુટ્યા ટેલીફોન મુંબઈમાં સહુ નાટક ને મળી ધરન,
બંધ કીધાં છે=ચાલતા ખેલ અટકાવી દુઃખ કરન.

## છોટી.

પૂના અને પંજાબે મૂકયા તાર તે જાણી,
સુરતમાં મૂકયા અમદાવાદ છેલાણી.
દખણમાં મૂકી બાલગંગાધર ગયા પ્રાણી,
રવીવારે આવે સહુ સ્પેસ્યલ તે સીયાણી.

## સેર.

સવાર સ્વીકારે થતાં, માણુસની ગરદી જણાઇ છે,
દરસન માટે જો કાઢીયા, અગાસીમાં તો બેસરાઈ છે.
પોશાક તીલક પહેરાવીને, આસન ખુરસી તો કહેવાઇ છે,
ચાલે બાંધીને ઉભા રહ્યા, દરસન ખુલ્લા તે દેખાઈ છે.
વોટ્રી-ટર ની ખુબી જોઈ લો લઈ જાય ઓઓ પાસ,
રત્ન હિંદના=હીરાને પાપી જમ લઇ ગયો બદમાસ. ૫
ધુમધામ તીલકની જોઇ લો પુલપુલનો વરસાદ ખરે,
પુલપુલોના તોરા=પુલના હારો ગજરા પુલ માલ ઝરે.
ફૂલ છે મોગરો ચાપી ચંબેલી પુલથી દરશન પુલોના કરે,
પુલ પુલોની સોભા=પુલ ગુલાબો અને પુલ ઘર જરે.

## છોટી.

લીધા ઉચકી તીલકને બપોરે સવા વાગે,
આવી પહોંચી સ્પેસ્યલ સહુ સ્નેહી લાગે.
ઉતાર્યો માલથી તે આસ્તે રહીને દાગે,
ઘણા થયલા માણુસો ગણુવામાં છે અથાગે.

## સેર.

એક પાલખી બનાવેલી, તેમાં તીલકને બેસરાવીને,
જુમા મસીદથી ચાલ્યા, મોતી બજારો તે ફરાવીને.
ત્યાંથી ભુલેશ્વર આવ્યા, ગીરગામ તો ચકરાવીને,
તે આસ્તે આસ્તે ચાલતાં, દરશન સહુ દેખરાવીને.
પચાસ હજારો હતા માણુસો તો પણુ રહી કંઇ કોની આસ,
રત્ન હિંદના=હીરાને પાપી જમ લઇ ગયો બદમાસ. ૬
સર્વે ફરીને આવે નવાઇ રૂપીયા પુલ પડે દીલજાન,
કેટલા ધર્માદા=કોથરી ઉતારી લીએ છે ઇનસાન.
કીધેલી સરકારે મહેરબાની મરણુ વખતે આપ્યુ માન,
ચોપાટીપર=બાળવાનો હુકમ સારૂં કરશે ભગવાન.

## છોટી.

બપોર ફરી તીલકની લાસ ચોપાટી આવી,
સઉ હીંદુ મહોમેદન સર્વે કોમે ઉઠાવી.

પગ ખાલી ઉઘાડા માથા તે તો દેખાડાવી,
જોડા બુટ કીમતી છે સર્વે દીધા ફેંકાવી.

## સેર.

કોઈ એક પારસી શેઠીઓ, મીત્ર તીલકનો જાણીએ,
કીમતી સુખડ તે મોકલું, એક ખાંડી મનથી માણીએ.
જુવો બે તો ડબ્બા ઘી તણા, ખરચા હજાર છેલાણીએ,
શાબાશ એવા નર તને, ઓળખાણ ચેહેની પછાણીએ.
ચેહેની અંદર મુકી બાલને બ્રાહ્મણ કરે મંત્ર અભ્યાસ,
રત્ન હિંદના=હીરાને પાપી જમ લઇ ગયો બદમાસ. ૭

સાંજના સાત વાગાના સુમારે દીધો પુત્રે અગ્નીનો દાગ,
પોક મુકીને=રડતો તો પીતા ગયા મુકી જાગ.
પુત્ર બે છે ત્રણ છોકરી મુકી ગયા સર્વેને લાગ,
એક પુત્ર કુંવારો=પરણશે એને મન ગમતા તો અથાગ.

## છોટી.

રાત ઘણી થઇ પણ માણુસ ત્યાં છે સવાઇ,
તીલકને બાળવા સર્વે કરે સરસાઇ.
સહુ લાગતા વળગતા રહ્યા સર્વે ઘેરાઇ,
ખાખ કરી પછી સહુ ઘેરે જાતા શરમાઇ.

## સેર.

ઘણી રીતે દલગીરો થતા, સહુ ઘેરે ચાલ્યા હાલજી,
શહેરોના માણુસ સહુ ગયા, પેટોમાં બલતી ઝાલજી.
સોમવારે મુંબઈ બંધ થયું, સર્વે પાડી હડતાલજી,
બીજા ઘણા શહેરો બંધ થયા, વેપાર બંધ વીકરાલજી.
હજુ ન પાણી આંખોથી નીકળે ચાલ્યો ગયો પુલમાંથી બાસ,
રત્ન હિંદના=હીરાને પાપી જમ લઈ ગયો બદમાસ ૮

ઓગસ્ટ તારીખ હતી નવમી દીવસ દશાની ક્રિયા થઈ,
સોમવાર તે=મહોટા શહેરો સર્વે બંધ કીધા કંઇ.

ભજની સર્વે ગયા ટોળાંઓ સર્વે વાવટા કાળા લઇ,
ચોપાટીપર=પોણી મુબઈ દરસન કરવાને ગઇ.

## છોટી.

તીલકની ઉમ્મરે વરસ ચોસઠે સટકા,
બીજા ઓગણચાલીશ દીન કેજો કેમ અટકા.
જરીપૂને દાદાભાઇ મારતા છંદના ફટકા,
તારા સર્વે છંદના કીધા અઢારે કટકા.

## સેર.

મણીશમ તમને કહી ગયા, તુરરાથી તે સર્વે તરો,
ગોવીંદજીની નસીયદ સુણી, તમે કલગીવાળા થરથરો.
દાસ પ્રાણજીવન લખે, તમે કાલીદાસોથી ડરો,
ભગવાન છંદ સનંદ છે, છગનલાલનું કહેવું કરો.
મહારા લખેલા સન તારીખો મુકી જવાબ કરજો નીવાસ,
રત્ન હિંદના=હીરાને પાપી જમ લઇ ગયો બદમાસ.



# માતાના ગુણ ગાવો.

## રંગત લંગડી.

નવ નવ મહીનાથી ભાર ઝીલીને જનુનીએ આપ્યો અવતાર
માતા માયાળુ=તાહરા ગુણ ભુલે તે નરને કહું ધીક્કાર—ટેક

હર ઘડી હર વાર તારો ઉપકાર માતાજી નહીં તું ડરે
મુજને માટે=રોજ દુઃખ વેઠીને મુજને સુખ કરે
રમાડી મને બાળકપણુથી મમકાજ માતાજી સદા ફરે
પુત્ર જોઇને=હસતું મુખ રહે તમારૂં મન તો ઠરે

## સેર.

આજે લાડથી ઘણા વારથી, રમાડતાં નવડાવીને
તમે ઘોડીઆમાં સુવાડતા, પ્રથમ મને ધવડાવીને.

રાગ રંગ ગીતો ગાઇને, હીંચકે મને ગવડાવીને,
સુવાડતાં મને સહેલથી, સુતાં મને સુવડાવીને.

## ટૂંકતો.

દુઃખ જોઈ માતાજી ઓસડ તમે પાતાતા,
રોજ દાબી છાતીએ મને તમો ચહાતાતા.
અનેક જાતના સુખ દઇને તમો ચહાવો છો સાંજ સવાર,
માતા માયાળુ=તાહારા ગુણ ભુલે તે નરને કહું ધીક્કાર. ૧

દળણું દળીને, મુને ખવડાવી માતા તમે મહોટો કીધો,
આજ સુધીમાં=દુઃખનો ડુંગર તમે ઉંચકી લીધો.
ભણુવા મને મુકયો નિશાળે ભણતો બાલપણથી સીધો,
મારા વગર તો=પાણીનો લોટો માતાએ નહીં પીધો.

## સેર,

પાસે લઈ મને જમાડાવતા, જુવો હેત તો માતા તણું,
વાસી ટાઢું તમે ખાઇને, મને પીરસે છે તાજું ઘણું.
પહેલાં મને જમડાવીને, પછી માતા તો જમતા ભણું,
એવી રીતે સુખમેં ભોગવ્યું, ઘર બહાર ને નિશાળનું.

## ટૂંકતો.

ધંધામાં કીધો હુશીયાર દયા તે જાની,
નહીં ભુલું માતા આભાર કીધી મહેરબાની.
સઘી જાતનો કીસબ શીખીને જુવાન થયો હું તો હુશીયાર,
માતા માયાળુ=તાહારા ગુણ ભુલે તે નરને કહું ધીક્કાર. ૨

જુવાની આવી જોઇને પરણાવ્યો મોટા ઘરની કન્યા લઈ,
તમ પરતાપે=માતાજી જોયું સુખ સ્ત્રીનું જઇ.
સર્વે જોયો સંસાર સુખથી ભોગવતો હું ખુશી થઇ,
મમ માતાજી=તમ પરતાપે રાત દીન સુખી થઈ.

## સેર,

સુખ જોયું સંસારનું, મેં માતા તમ પરતાપથી,
ઘર બાર સુખ જોઈ કરી, ન થાય કોઈના પાપથી.

સુખનો તે સાગર ભોગવી, ફરતો તે દુનીઆ આપથી.
તોએ પ્રેમ છે માતા તણો, પાપી ન ભુલશો પાપથી.

ફેંકતો

તમે સુતાં ભોંયપર સેજ ગોદડી રાખી,
હું સુતો પલંગપર ગાદી તકીયાં નાખી.

સર્વે જાતના જોઇ સુખને ગાવું ગુણ સમજો દીલદાર,
માતા માયાળુ=તહારા ગુણ ભુલે તે નરને કહું ધીકકાર. ૩

ભુલતાં નહીં આભાર માતાનો ભુલે તે નર નરકે જાસે,
મહા વિદ્વાનો=કવી ને પંડીત સવે ગોઠાં ખાસે,
કરજો સેવા તમામ માતાની જાશો ઈશ્વરની પાસે,
તુરો ચંગ પર=સેવાથી મણીરામ સ્વર્ગો વાસે.

સેર.

ઘટઘટમાં દમ ચાલી રહ્યો, નર ત્યાં સુધી ભજજો તમે,
સેવા માતાની કહેવાય છે, કરો દીનને રાત્રે ગમે.
સ્વર્ગોનું સુખ તમે પામશો, મણીરામ ગુણ ગાએ સમે,
પ્રાણજીવનની નસીયદ છે, સુણો જ્ઞાનીઓ કહીએ અમે.

ફેંકતો

હીરાલાલ કહે ગુણ તમે નહીં વીસરજો,
તમે ઘડપણમાં સાનું પેટ તો ભરજો.

આપજો આશીવાદ જનુની નહીં તો ભુલું તારો આભાર,
માતા માયાળુ=તહારા ગુણ ભુલે તે નરને કહું ધીકકાર ૪



## સુરતમાં નવી કાદવ અગીયારસ.

### રંગત લંગડી.

સુરત જેવું શહેર શોભીતું કેવું કામેટી બેદરકાર,
સુરત સહેરના=મેમ્બરો લીએ છે કાદવની તકસૂર-ટેક.

કાન દઈને સમજો ભાઇયો ભર્યું શહેર કાદવથી હાલ,
ભર ચોમાસે=રસ્તાને ભરાઇ શેરી નાલા ને નાલ.
શહેર મેમ્બરો મલી કામેટી બોલે મીટીંગમાં સર્વે લાલ,
શહેર સાફ નહીં=નીકલશે રોગ ફાટીને ભમતો કાલ.

## સેર

જવાબ ચેમ્બરનો થયો, નાણાની ઘણીએક તાનજી,
ઘર વેરા તે સર્વે ભરો, બોલેલું છે પરમાનજી.
શહેરોના મેમ્બર બોલ્યાં, એ સહુને છે તો જાનજી,
અસહકારી અમે થયાં, કરી લઇશું છો મેરબાનજી.

## દોહરો.

કરી જવાબ સવાલો સર્વે તે નહીં જરા બીધા,
ડાકતર દીક્ષીત બોલે, તેડા તે સભાના તો કીધા.
ડાકટર વીનાસે સર્વે મલીને કીધી સભા તે અસહકાર,
સુરત શહેરના=મેમ્બરો લીએ છે કાદવની તકરાર. ૧
ભંડારોમાં કરી સભા તે સર્વે ડાકટર ગાડી આપે,
ઘરના એકકાઓ=ગૃહસ્થી કબુલ સહુ કાદવ પાપે.
જાણીતા એક શેઠ ભાભાજી લાકડા વેપારી કહી થાપે,
ગાડાં પોંચાડું=વગર પૈસે ગાડી ફેરા કાપે.

## સેર,

તમે દહાડો તો નક્કી કરો, એમ સર્વ કહે દીલદારજી,
ઓગણીસો ઈઠોતેર છે, ભાદરવો ને રવીવારજી.
પાવડા અગીયારસ વદ છે, સહવારે સાત શુમારજી,
સર્વે તો નામ લખાવતા, દેશ સેવામાં તૈયારજી.

## દોહરો,

સહુ હોંસથી નામ લખાવે, જોઇ કાદેવને સારૂં
સ્ત્રી છોકરા અને પુરૂષો, માને મન માહારૂં.
તારીખ છે સત્તર સપટેમ્બર બાવીસ સન કરશુ કારભાર,
સુરત શહેરના=મેમ્બરો લીએ છે કાદવની તકરાર ૨

આવ્યો દહાડો રવીવારનો તારીખ સત્તર સહુવારે સાલ
શ્રી છોકરા=ડાકટરો અને બીજા મોહોમેહન લાલ.
પ્રેસીડંટ ડાકટર મહેતા ને દીક્ષીત કરવા લાગ્યા વાત.
ભાઈ કલા નો=કુંવરજીભાઇ પરાગજી સર્વે ન્યાત.

## સેર

સૈયદ અહમદ સહુ આવ્યા, અદરૂસ વાલા કહેવાઈજી,
લાકડ વેપારી શેઠ છે, ભાભાજી તે તો સવાઈજી.
ધરમ સ્રી સહુ તણી, પુત્રી આવે તે નવાઇજી,
માલતી બહેનો દીક્ષીત છે, હીરાચંદ શ્રી ગવાઈજી.

## દોહરો

ગંગા સૈરૂપ રૂક્ષમણી ને, બીજી બહેનો ઘણી સાથે,
આપી હાજરી સર્વે ચાલ્યા, ઝાલી લીધા હાથે.
ઘરના પાવડા અને તગારા આપે વેપારી મૂકયા દુવાર,
સુરત શહેરના=મેમ્બરો લીએ છે કાદવની તકરાર. ૩
મ્યુનીસીપાલીટી કરી વીચારો નોકર પોતાના લાવી દયા
ચોક નાકાથી=ટેશીન સુધી કાદવ સાફ કરી ગયા,
પેપરવાલા નોકર શેઠ છે પાવડા શોધીને દાખલ થયા,
અસહકારી=પોતાના માન સાથમાં હાજર રહ્યા.

## સેર.

પુરૂષ સત્તરસો થયા, સો સ્રી તે વલી થીરજી,
દસ વરસોના તે છોકરા, કામ કરવાને રણધીરજી.
વાડ સહુ વહેંચી દીધા, આગેવાનો છે તે વીરજી,
સર્વેના ભાગજ પાડયા, કોમલ શ્રી શરીરજી.

## દોહરો.

ચૌટાની બજારો સારી, ઠેઠ સીંગાડીયા વાડો,
ગોપીપુરા સરવે સોંપેલુ કાદવ તમે કહાડો.
ટોપલી આપે તરકારીવાળાઓ કરે મદદ મોટો આભાર,
સુરત શેહેરના=મેમ્બરો લીએ છે કાદવની તકરાર. ૪

કણુપીઠ નાનાવત મોકલી નરનારી ઉપર સરજન,
મોટી ભાગળે=પોહુચયાં ભાજીપાલા ગલી અરજન.
પકડી રૂવાલાનો ટેકરો બેગમપુરા કીધું ગરજન.
ગલેમંદી=લે કરે બહાદુરથી સર્વે નરજન

## સેર

મોટા ઘરની સહુ સ્ત્રીઓ, બહેનો ને પૂત્રી ગણાઇજી,
બીજી બહેનો ઘણી હતી, ધન ધન તે વખણાઇજી.
સાબાશ સર્વે નર તને, કામ કરતા તે તો જણાઇજી
નાકે નાકે ઉપડી ફરે, કરતા મહેનત તણાઇજી.

## દોહરો.

ગામડાથી તરકારી લાવે, તે સહુ ગાડાવાળા,
ભરી કાદવને લઇ ચાલ્યા, ખુશી થઇને લાલા.
ઉતરી પડયા છે દુકાનવાળાઓ ઘરધણી નહીં કરે વીચાર.
સુરત શહેરના=મેમ્બરો લીએ છે કાદવની તકરાર. ૫
સાડા દશ સુધી કરી કામ તે કમર કસી દુઃખ હરવાને,
ઘણી શેઠાણી=ઘરમાં છે ચાકર પાણી તે ભરવાને.
આવ્યા ભંડારે સહુ ઉભા તે પાડી છપી નામ જરવાને,
ફરી કહીશું=આવજો તમે કામ સૌ કરવાને.

## સેર

સૌરાજ ગીતો ગાઇને, ઘેર જવાની છે હામજી,
દેશ શેવા ત સર્વે કરી, વીચારો રૈયત તમામજી.
ટોપલા ને પાવડા જે દીધા, વેપારી રાખ્યું નામજી,
મણીરામ સ્વર્ગોમાં ફરે, ગયા ઘેરે કરીને કામજી.

## દોહરો.

ધન ધન જનુની તમને, હીંદુ મોહોમેદન આજ,
ઇશ્વર પુજા કરો રોજ તે, છુટે ગાંધી મહારાજ.
દાસ પ્રાણજીવન છંદ લલકારે હીરાલાલ છે તો હુશીયાર,
સુરત શહેરના=મેમ્બરો લીએ છે કાદવની તકરાર. ૬



# હોલી કૃષ્ણ લીલા.

## રંગત લંગડી.

વાગે તાલ ડફ લાલ ઝાંજ નંદબાલ ગાય ફાગણ ચંગથી,
મધુર મોરલી=વગાડે કહાન રમે હોલી રંગથી.
સર્વે સખીએ તજી સાસરૂં ચોલી સાડી બુટા જરથી,
સજી શણગારો=પગે છમછમ વાગે છે ઝાંઝરથી.
ગલે હાર સરદાર થાએ ચમકાર નાર જાએ ઘરથી,
થઈ અલબેલી=ચાલી હોલી રમવાને હરીહરથી.

### સેર.

ટોળે મલી ગોપી કહે, બ્રીજમાં ઘણી ધુમધામ છે,
રમવી હોળી નંદલાલથી, કાહાનાનું ગોકુળ ગામ છે.
રંગ ગુલાલો સહુ જાતના, ભરી લીધા તે વળી જામ છે,
હુશીઆરીથી રમજો સખી, કાળા કૃષ્ણજી તે નામ છે.
દાખલ બ્રીજમાં થઈ ગોપીયો ધોલે રંગ જઈ ઉમંગથી,
મધુર મોરલી=વગાડે કહાન રમે હોલી રંગથી. ૧

દેખાવો છો બાલ લાલ જબરબર મૂકો હાથ કહું વાહાલાથી,
તમને જસોદા=ઝુલાવી મોટા કીધા છે બાલાથી.
કંકણ ફૂટે છે હાલ સૂર્ય પાતલ જાય નંદલાલાથી,
ઉભા કૃષ્ણજી-આવી માલણ લાવી પુલ માલાથી.

### સેર.

પુલ જો પંચ રંગતના, સુંગધ તેનો અપાર છે,
લઇ ઉભી માલણ છાબને, કૃષ્ણ ખુશી તે વાર છે.
પુલ લઈને સાહેલી ગુંઠે, વેની ગલાનો હાર છે,
ચતુરાઇ શું કહું ગોપીની, માલણ પ્રભુ પર પ્યાર છે.
આપો દામ કાંઇ નામ માલણ કે સ્યામ રમો ગોપી સંગથી,
મધુર મોરલી=વગાડે કાહાન રમે હોલી રંગથી. ૨

ઘર ઘર વાગે ઝાંઝ ચંગરંગ મોલક સંગ છે માનોથી,
વાગે મરદંગ–આમ છત્રીશ અગો મળી કાહાનોથી.
ઉડાવે છે રંગ સંગ પીચકારી અંગ મસ્તાનોથી,
છેટે રહોની=કૃષ્ણ ફાટી સાડી કહું સાનોથી.

## સેર.

જાવાદોની નંદલાલજી, અમે હારી સહુ ગોવાલ છે,
આંખો ભરી ગુલાલથી, સાડી ચોલી રંગથી લાલ છે.
સાસુ ઘરે મારી ખીજશે, પરણ્યા ધણીનો મલ છે,
હાથ જોડીને વીનંતી કરૂં આહીર મને જંજાલ છે.
માને નહીં તે કાહાન કરતા તોફાન ગોપીના એ ગંગથી,
મધુર મોરલી=વગાડે કાહાન રમે હોલી રંગથી. ૩

ફાગણ મહીને રમે સખીયો કાહાન ગમે સહુ કેહેવાથી,
નહીં જાવા દું=ગોપીયો ફાગણ મસ્તરંગ લેવાથી.
જુલમ ના કરો હારી ગોપી લલકારી કહે સૌ સેવાથી,
રંગથી રમી છે=નથી ઓશીયાળી તમારા દેવાથી.

## સેર.

હોલીનો જો જો રંગ ઢંગ, જબર જોરાવર કાહાન છે,
ફાગણમાં ફગવો માગતી, ચડી ગોપીયો ગુલતાન છે.
જ્ઞાની તો જ્ઞાનેથી લડે, અજ્ઞાની જો નાદાન છે,
મણીરામ ગુણ ગોવીંદના, ગાજો મારી એ સાન છે.
પ્રાણજીવન કહે હરીજન તમે પણ હોલી ગાવો ધંગથી,
મધુર મોરલી=વગાડે કાહાન રમે હોલી રંગથી. ૪



# તુના બે અંગ.

## ઇશ્વર સ્તુતી.

### રંગત લગડી.

તું છે નટવર ન્યારો જોઇને નજર નાતો આકારમાં તું,
તું છે પૃથ્વી=પવન પાણીને પહાડ વીસ્તારમાં તું—ટેક.

તું છે આકાશો ઝલહલ જોટો ઝલકી રહ્યો ઝલકારમાં તું,
તું છે ભકતોના=રસમા વહેવારે તો નર નારમાં તું.
તું છે સહુના ઘટઘટ અંદર જ્ઞાનીઓના વીચારમાં તું,
તું છે અખંડમાં=યાદ આતમા અને હુશીયારમા તું.
તું છે તમોને કહીને બોલાવું અંતરના છે દુવારમાં તું
તું છે પૃથ્વી=પવન પાણીને પહાડ વીસ્તારમાં તું. ૧
તું છે જોરાવર અને જબરમાં જોઇ લીયો તકરારમાં તું,
તું છે ભીન ભીન=ભોગવે ભાર પોથીના સારમાં તું.
તું છે કાલનો કાલ થઈને રખવાલ લાલ લકારમાં તું,
તું છે વનમાં=ફુલ પાનો ને ફલ સંસારમાં તું.
તું છે સર્વેનો ઘાત ઘરાવન કરે મારે ને સંહારમાં તું,
તું છે પૃથ્વી=પવન પાણીને પહાડ વીસ્તારમાં તું. ૨
તું છે રૂપ રંગકાલો ગોરાવન શોભીતો પરકારમાં તું,
તું છે રાજમાં=રંકમાં રતન લાલ મોરારમાં તું.
તું છે વાદળ જમીન પાતાલે પાણીના તો જો પારમાં તું,
તું છે રમતો=રમાડે રખડાવે આધારમાં તું.
તું છે રામ રહેમાન રામેશ્વર પાંખડી ભુતારમાં તું,
તું છે પૃથ્વી=પવન પાણી ને પહાડ વીસ્તારમાં તું ૩
તું છે તારનહાર સહુનો શોભીતો છે શણગારમાં તું,
તું છે ફરતો=ફક્કડમાં ફરે ગલી બજારમાં તું.
તું છે મુકરમાં માલી મજામાં સુગંધ ફુલ દીલદારમાં તું,
તું છે મણીરામ=કાલીદાસો ને ભગુના બાહારમાં તું.
તું છે ગોવીંદજી પ્રાણ પ્રાણજીવન ગાએ છંદ ભંડારમાં તું.
તું છે પૃથ્વી=પવન પાણીને પહાડ વીસ્તારમાં તું. ૪

## નનાનો અધર છંદ બેઅંગી અનઘડાના ખ્યાલ પર જવાબ.

### રંગત લંગડી.

નીરંજન છે તે હરી યાદ કર સન્યાસીઓ કરે જતન,
અનનાશયેનલક્ષ્ય છે અનઘડ નહીં ફરે [illegible]દેહ

નીરખ જ્ઞાનથી ચેત અનઘડ તેનેથી છે તારે જરન,
નાસ છે તારે=નહી કર ખાલી તારી તકરાર સનન.
નારાયેન તે જ્ઞાન ધ્યાનથી કરી લે રસાયેન રતન,
નર નીરખી લે=હેડે કર યાદ થઈ જાશે લાલન.
નંદલાલ નીરાકાર આસરે અનઘડ તારી ઝાલે ગરદન,
નરનારાયન=તરરા છે અનઘડ નહીં કરને થનથન ૧
નીત કરે તે લીલા અનેકે નારદ સનકાદીક કરે જગન,
નાગ નાથીને=નાચ કરે નઈ નઈ રાસ કરે નાચન,
નખસ તેની જાન કૃષ્ણ તે જ્ઞાન સાનથી કર દરશન.
નાસ છે તને=યાદ કર અસલ તેજથી છે ઝલકન,
નાગરથી જે નેહેર લગાડે યાદે અત કરશે રક્ષણ.
નર નાસયેન=તરરા છે અનઘડ નહીં કરને થનથન. ૨
નીરધનને છે ધન કરી લે સદા દરશનથી નહીં લનછન,
નીત છે રચના=દેહી અંદર છે ચંદ્ર તે કનચન.
નેકી જેની ન્યાય નીતીને સત્ય જ્ઞાનથી છે તે અખન,
નર જાણી લે=નહીંથા અખડ ખાઇ તેનેથી અન.
નીંદ્રા તજીને જ્ઞાન શીખજે જ્ઞાનથી જાણી લેજે ગગન,
નરનારાયેન=તરરા છે અનઘડ નહીં કરને થમથન, ૩
નીરાકાર નીરજણ જાણી લે સંકટને તે કરે હરણ,
નનાના ખ્યાલથી=સીકંદર અધર છંદ ગાતાતા કઠન.
નીત ચંગે છે રંગ નીસાને કાલીદાસને કર સરજન,
ન દરસ તં=નીત છંદ ગાએ તેને દાદા સનતન.
નારણદાસ ઠંકર નંદ ગાએ અધર છંદનના ને છગન,
નરનારાયેન=તરરા છે અનઘડ નહીં કરને થનથન. ૪



## જ્ઞાનીઓના દાસ થવું.

### રંગત લંગડી.

કહું છું છંદ તે ગુણી જનોને જ્ઞાનીઓનો હું થાવું દાસ,
અસરાફોથી=આવું છું જ્ઞાન તનો કરીને પ્રકાસ—ટેક.

કમલ મુખ શોભીતું સુંદર નહીં કરવી ખોટી તકરાર,
ગુણી મલે તો=જ્ઞાનથી બ્રહ્મનામનો કરૂં ઉચાર.
સમરૂ પ્રથમ તે સરસ્વતીને ગણપતિ ગાવું લલકાર,
સર્વે સભાને=કહું રામ રામ હાથ જોડી તે વાર.
મારા શીરપર હાથ ગુરૂનો ઉરબંગ કરશે નાસાનાસ,
અસરાફોથી=ગાવું છું જ્ઞાન તનો કરીને પ્રકાસ. ૧

પ્રભુ નામના ગાઅ ગુણ તેને ચરને શીશ નમાવું છું,
નામ નીરંજન=ગુણીજન તેના ગુણ હું ગાવું છું.
વીસ્મભરના ગુણ સમજ સંભળાવે તેને હું ચાહાવું છું,
કંઇ જન મદમાં=મગરૂબી કરે તેને તો હતાવું છું.
જ્ઞાની હોઈ તે જ્ઞાન ઓલખે ગુણ મારા બતલાવું ખાસ,
અસરાફોથી=ગાવું છું જ્ઞાન તનો કરીને પ્રકાસ. ૨

હું છું આસક તેના નામથી અજ્ઞાનીને ભક્તી ખારી,
તે સંજનની=ફેરવું માળા મને લાગે સારી.
સભામાં તે સતોશ રાખી લો કહાડું બુરાને ધીકકારી,
પ્રભુ પ્રેમમાં=સમાગમ કરી ભકતી કીધી પ્યારી,
દંસ્કબાજી એ છે તો હમારી નુગરાઓને નહીં રાખું પાસ,
અસરાફોથી=ગાવું છું જ્ઞાન તનો કરીને પ્રકાસ. ૩

હરદમ ઘટમાં હરી યાદ હું સુનમાં શહેર વસાવવાનો,
કરે મગરૂરી=જ્ઞાન બાનો મારીને હઠાવવાનો,
મણીરામનો તુરરો ચંગ ચોતાલ ચંગ બજાવવાનો,
ગાએ પ્રાણજીવન=આજે હું જ્ઞાનથી જ્ઞાન લડાવવાનો.
હીરાલાલ કહે જ્ઞાની ગોવીંદ પ્રભુ ચરનની રાખું આસ,
અસરાફોથી=ગાવું છું જ્ઞાન તનો કરને પ્રકાસ. ૪



# પટેલને નસીયંદ,

## રંગત લંગડી.

પટેલ પટલાઇ કરે પ્રેમથી પાપી પારકુ ધન ખાઇ,
લાલચ લોભથી=ખોતો હીનસાબ ગુથી કરે પટલાઈ.—ટેક

સમજો ભાઈયો આજ સમજાવું પટેલ તણી કહું છું કહાણી.
બુરૂ ન માનો=કોઈ પણ પટેલ રીસ નહીં લેવાણી.
સર્વ જાતના પટેલ સેહરમાં હીનસાબે ખેચાતાણી,
પાપ પોટલુ=બાંધીને ખાવા પીવાથી સહેલાણી.

## સેર.

ફરીયાદી પૂરીયાદો કરે, તે જઈ પટેલને ઘેરજી,
વાદી તે ફરીયાદી થયો, કારભારી મલે ચોમેરજી.
કેસ તમારો જીતમાં લઉં, નાનાણી કરો કઈ મહેરજી,
કટકા લાવો દસદસના, પંચમાં લેસુ તે વેરજી.
ગરીબ લોકોના ઘર ભંગાવે પટેલ શેઠની લુચાઇ,
લાલચ લોભથી=ખોટો હીનસાબ ગુથી કરે પટલાઇ. ૧

ખોટી વાત સો ખરી કરે છે પટેલ શેઠ લાલચ વહાલી,
પંચ પરજાણી–સ્ત્રીઓ પટેલ નામે છેડો વાલી,
સત્ય હીનસાબે ખુશી હરી છે ખોટે મારગે ઘર ખાલી,
પડે નીસાસા=જાએ સત્યાનાસો દેય છે ગાલી.

## સેર.

પટેલ અને સહુ શેઠીયા, જોઇ સારૂ કરો રામ રામજી,
રામ લક્ષમણ ચાલ્યા, સોંપી રાજ જાએ સધામજી.
પ્રજાને સહુને બોલાવ્યા, મલવાની રાખી હામજી,
રઇયત આવી ઉભી રહી, આવી સ્વાન તે તો મુકામજી.
સર્વ અંગને કીડા ખાય કુતરા પર જતું ઉભરાઇ.
લાલચ લોભથી=ખોટો હીનસાબ ગુથી કરે પટલાઈ. ૨

જોયો લક્ષણુને સ્વાન દુરદંનો જતું તેમાં જોયા ભારી.
ત્રાસ પામતો=કુતરો કીડાથી જેમ શણગારી.
રૂધીર પીત સહુ વેહવા લાગ્યું કુતરાથી ઘનકી નઠારી,
રામજીવોની=પસુ પર મુકયું દુઃખ શુ વીચારી.

## સેર.

વાચા મુકી છે સ્વાનને, લક્ષમણ લે સમજનજી,
મુખ થકી કુતરો બોલ્યો, પુર્વે જનમના ધનજી,

પુર્વ જનમ પંચનો પટેલ, રૈયતના ખાધા ધનજી.
ખશને ખોટા બનાવ્યા, ટડ પાડી કીધુ મથનજી,
મારા કારભારી કીડા થયા તે મુજને ખાવાને ધાઈ.
લાલચ લોભથી=ખોટો હીનસામ ગુથી કરે પટલાઈ. ૩

કહ્યો કુતરાનો સાર કરજો વીચાર પટેલ લઇ લેજો જ્ઞાન,
પ્રપંચ બાજી=કરસો તો બીજે જન્મ બનવાના સ્વાન,
બણી જસે કારભારી કીડાઓ જનમેજનમ સરસો મેરબાન.
ન્યાઈ નીતીથી-ચુકાદો કરો હરી આપે વેમાન,

સેર.

ઘર ગામ ને સહું સેહરના, પટેલ કરજો વીચારજી,
હીનસામ અજ્ઞાની કરે, નહીં સમજે સારૂ સારજી.
જરીફ કહે છે જરૂરથી, દાદાભાઇનો છે કરારજી,
નશીયદ મારી સારૂ તણી, મણીરામ છે હરી હુવારજી.
ગાએ પ્રાણજીવન સમજ પટેલો જ્ઞાન તણી છે કવીતાઇ
લાલચ લોભથી=ખોટો હીનસામ ગુથી કરે પટલાઇ. ૪



## ઈસકીને પ્રબોધ.

### રંગત લંગડી.

ઇસ્ક પ્યારમાં પૂસી ગુણી કંઇ મરી ગયા છે નરનારી.
તજો ઇસ્કને હેડે=કર રામ નામ ભકતી પ્યારી.-ટેક

ઇસ્કબાજી મોહ માયાજાળની નહીં ફરતો થઇને મસ્તાન,
હરી નામને=યાદ કર તો મલસે તમને ભગવાન.
ઉતમ મનુષ્યા દેહ મળી છે લક્ષ ચોરાસી ફરી મેરબાન,
હજુ સમજી લે-સમજાવું ધરી લેની ઈશ્વરનું ધ્યાન.

સેર.

ઇસ્ક છે પ્યાલો ઝેહરનો, તજીયા કુટુંબ પરીવારણે,
હરી નામનો ઇસ્ક કરો, આવે વીસમબર બારણે.



જેવી જેને ભકતી કરી, મુક્ષગતીના કારણે,
પ્રભુ તે પાર ઉતારશે, ભકતો સહુ નર નારણે.
કરશે કલ્યાનો કથા સર્વન કર ઈસ્ક મુકી દે હુંકારી,
તજો ઇસ્કને=હેડે કર રામ નામ ભકતી પ્યારી. ૧

કઈ સ્રી બયમાન જાન નાદાન પ્રાણ તે લેવાની,
થશે ન કોઇની=ધન ખાતા સારૂ તે કહેવાની.
લુટી ખાસે પરનારી માલને નહી સ્રી એ સેવાની,
જાળમાળમાં=પ્રસાવી જાશે સમજો નહી વેવાની.

સેર.

બુરી ઇસ્કબાજી જાનજો, પરનારીના જે ધ્યાનમાં,
પીંગલા રાણી રખડી ગઈ, તે ઇસ્કોના તોફાનમાં.
જોગી થયા તે ભરથરી, ગુરૂ જ્ઞાન લીધું કાનમાં,
ઇશ્વર તેને પરસન થયા, બેસી ગયા વેમાનમાં.

ઇસ્ક મારીને તજી ઘરનારી માયા ગણી છે નઠારી,
તજો ઈસ્કને=હેડે કર રામ નામ ભકતી પ્યારી. ૨

અજોધ્યાના રાજા દસરથો કંઇ ભકતોના દુઃખ હરે,
મોહની જાળમાં=આપ્યું સ્રીને વચન દુઃખોથી મરે.
રામ લક્ષમન કાઢી વન તે કેકઈના તો વચન નરે,
મરણ પથારી=પસતાવા લાગ્યા રામ હોય સુખ કરે.

સેર.

રાવણ સરીખો રાજીયો, મોહયો માયાની જાળમાં,
કંચનની લંકા તો ગઇ, છેદયાં મસતક વીકરાળમાં.
કુટુંબ સહુ હાની થઇ, પુત્ર મુઆ તતકાળમાં,
નર તમે સમજી લીયો, મરે ઈસકી થઇ કંગાળમાં.

કોઇએ ફલ નહી જોયુ ને જોશે ભજન કરી લો પરવારી,
તજો ઈસ્કને=હેડે કર રામ નામ ભકતી પ્યારી. ૩
વગર મોતના મુઆ કઇ જન સ્રી ચરીત્ર ગુણવાને,
કઈએક ફસાયા-ખાઇ ધન માલ મોકલા સમસાને.

રાજપાટ સહુ ગયુ દુર્યોધન મુઆ ભાઈને સનતાને,
અપને સુખ નહી=મુકો બદચાલ પ્રભુનું ઘર ધ્યાને.

સેર.

ભકતી કરી લો ભાવથી, હરી નામ ગાવું કામ છે,
જુઠી જગત જુડા સગા, વહાલા તે સુંદર સ્યામ છે.
લઈ જ્ઞાનને સર્વ કરો, ઇસ્ક નરકનું ધામ છે,
ગુરૂજ્ઞાન લઈ છંદને રચો, તુરરાવાલા તો મણીરામ છે.
ગાઓ પ્રાણજીવન શ્રીહરી સમરો પ્રભુ નામની બલહારી,
તજો ઇસ્કને=હૈડે કર રામ નામ ભકતી પ્યારી. ૪



# ગંગાનો મોટો મહીમા.

## રંગત લગડી.

સ્નાન જઈને કરો ગંગાજી સાસ્ત્ર કરે ગંગાજલ વખાન,
સગર રાયેના=પુત્ર સાઠ હજાર તાર્યા ગંગા બલવાન ટેક.
મહીમાં મોટો છે ગંગા માતાનો સમજો ગુણીજન કહું વાણી,
પ્રેમ ભાવથી=મોક્ષનું ધામ પીયો ગંગા પાણી.
અશ્વ યજ્ઞન કરવા ધાર્યો સગર રાજા કહીંએ દાણી,
અશ્વ ફેરવે=ધરતી પર ફરે સુનો ઉલટ આણી,

સેર.

કીધુ કપટ તે ઇંદ્રએ, અશ્વ ચોરીને પલાઈજી.
પાતાળે લઇને પરવર્યા ઇંદ્રએ કીધો ઉપાઈજી.
ઋષી કપીલ તપસ્યા કરે. અશ્વને લાવ્યો ત્યાંઇજી,
જઇ સામે અશ્વ બાંધીઓ, ઋષી ન જાણે કાંઇજી.

ફેંકતો.

શોધે સાઠ હજારો પુત્ર અશ્વને થલમાં,
નહી મલે ધરતીને જલ બક્ષી તે બલમાં.

ભોંય ખોદવા લાગ્યા બલીરાજ અશ્વ લાવું રાખી છે નીસાન,
સગરરાયેના=પુત્ર સાંઠ હજાર તાર્યા ગંગા બલવાન. ૧
પાતાલ જઈને જોવા લાગ્યા એક ઋષી બીજો તોખાર,
ક્રોધ કરીને=મારે ઋષીને અશ્વ ચોર્યો નીરધાર?
આંખ ઉઘાડી જોયું ઋષીએ શ્રાપ દીધો છે તેની વાર,
શ્રાપની સાથે=ભસ્મ થઇ પડી ગયા તે સાંઠ હજાર.

## સેર.

સર્વેનું તો મરણ થયું, પ્રેતોની ઓઈનીમાં ગયા,
એક બીન અપરાધી આવ્યો, કરે સ્તુતી લાવો દયા.
મારા બંધુને મોક્ષ કરો. લાવો ગંગા ઋષી કહ્યા,
તપ કરવાનું આરંભ કીધું, ઘણા તો વરસો ત્યા થયાં.

## ડ્રેંકતો.

ગંગાને લાવતાં સાતોના મરણ આવ્યા,
નહીં થયા હરી પરસન ભક્તોને ભાવ્યા.
આવી આઠમાં રાજા ભગીરથ કરે તપ તનમન ભગવાન,
સગરરાયેના=પુત્ર સાંઠ હજાર તાર્યા ગંગા બલવાન. ૨
તપ કરવાને બેઠા રાજન ભાગેરથી છે જેનું નામ,
પરસન હરી છે=માગ પ્રભુજી કહે રાખીને હામ,
તપ કરવાનું છોડો જ્ઞાનીજન આજ કરૂં હું પુરણ કામ.
રાજા કહે છે=કુટુંબ તારવું આપો ગંગાનું ધામ.

## સેર.

અવાજ થઈ ગગન તણો, તમે સમજો નીરાજનજી,
ગંગા ઝીલે ધાર સંકરો, કરો શ્રીશો ચન પરસનજી.
સત્યની વાતો સાંભળી, ફરી તપ કરે એક મનજી,
પરસન પશુપાલો થયા, ભાગીરથી છે ધનધનજી.

## ડ્રેંકતો.

ગીરી પ્રવત ગંગાજી પાડે પાણીની ધારે.
ત્યારે ઝીલીશ માથામાં શીવ કહે છે સારે.

આવ્યો ગર્વ ગંગા માતાને તાણું શીવ પાતાલે હબાન,
સગરરાયેના=પુત્ર સાંઠ હજાર તાર્યા ગંગા બલવાન. ૩
કૈલાસોને ઘસડી પાણીમાં ઉભ્યા સ્વામી કરૂં રનજન,
ધારે ગંગાજી=સમજી ત્રીકાલ જ્ઞાની છે ત્રીલોચન.
સંકર વધારી જતા માથાની પલવારમાં થયું કઠન,
પડી ધારતે=ગંગાને ઝીલી માથામાં કરી જતન.

સેર

જોઇ ભાગરથી વીસ્મે થયા, સ્તુતી શંકરની કરે,
જતા છોડી પરસન થઇ, સર્વે કલા હરીની હરે.
છુટી છે ધારો ત્રણ તે, ત્રણ લોકમાં ગગા ઝરે,
મહીમા મોટો કહેવાઇ છે, ધરની પર લાવ્યા તે નરે.

ફેંકતો.

ભાગેરથી આગલ ને પુઠે તે ગંગા ચાલે,
પરસન પ્રભુ ને ભકતો સહુ છે લાલે.
આવ્યું રસ્તામાં એક સંકટે વાની જ્ઞાની સમજોની ધ્યાન,
સગરરાયેના=પુત્ર સાંઠ હજાર તાર્યા ગંગા બલવાન. ૪
ઋષી મલ્યો બલવાન રસ્તામાં કરે તપ લાખીને માલ,
ભાગેરથી કે=ખાસો ઋષી ગંગા પાણી વીકરાલ.
સત્ય વાતને કહું ઋષીજી તણાઈ જશો ઇશ્વરનાલાલ.
આવે ગંગાજી=પાછળ દોડતી તમે રાખો સંભાલ.

સેર.

પાણીમાં ઘસડાઇ જશો, માટે કરોની વીચારજી,
મરણ તો તમારૂં થશે, ગંગાની છુટી ધારજી.
ઋીષી તો તપ કરતા રહ્યા, અજ્ઞાની કોઇ ગમારજી,
પાછળ જોયું જલ આવતું, કોપ્યા ઋષી તે વારજી.

ફેંકતો.

ઋષીએ જલ આચમણું કીધું તે સર્વે,
ઋષીએ ઉતાર્યો ભાગીરથીનો ગર્વે.

વીચાર કરવા લાગ્યા ભાગીરથ ઋષીજીએ ધાર્યું અપમાન,
સગર રાયેના=પુત્ર સાંઠ હજાર તાર્યા ગંગા બલવાન. ૫

ઋષીજીની કરે સ્તુતી ભુલચુક માફ઼ી કરજો,
રીઝાયા ઋષીજી=જંગામાંથી કહાડી ગંગા તરજો.
પડયા ખાખ થઇને ઢગલો તમે ગંગાજી ત્યાં વરજો,
તાર્યા કુટુંબને=તમે સ્નાન કરી પાછા ફરજો.

## સેર.

સાઠ હજારના મોક્ષ થયા, વૈકુંઠમાં બેઠા તે જઇ,
બીન માગ્યેથી તે ફલ મલે, ગંગાના સ્નાનો લઇ.
પુન દાનને કીરતી કરો, ભગીરથ જેવું કરજો કંઈ.
કલીયુગ મહીમા ગંગાનો, ત્રણ લોકમાં કોરતી થઇ.

## ફેંકતો.

મણીરામે ગંગા સ્નાન કીધા તરવેની,
પ્રાણજીવન ગાએ જલ પીધા તરવેની.
કીધો ટુંક વીસ્તાર લઇ જજો પાર તાર હું છું નાદાન.
સગર રાયેના=પુત્ર સાંઠ હજાર તાર્યા ગંગા બળવાન.



# શરીરમાં ઇશ્વર વ્યાપક બોધ.

## રંગત લંગડી.

મારી નજરમાં વસે નીરંજન મનમાં વસે મોરલીવાલો,
ગોવીંદ ગલામાં=વસે તે ચાર ભુજ ચાતર લાલો—ટેક.

શામળીઓ શબ્દોમાં વસે મારી બુધ્ધીએ વસે બંસીધર,
નાકે નટવર=વસે આંખે કૃષ્ણ કાલો હરીહર.
હૈડે હરજીવન વસે જાણજો કરમાં વસે કીસોર જબર,
મારા પ્રેમમાં=વસે પરસોતમ પ્રથમથી એક નર.

## સેર.

કમલાપતી કંઠમાં વસે જગ ને જગજીવન વસે,
મરજીમાં તે મોહન વસે, ગતીમાં તે ગોરધન વસે.
રામચંદ્રજી રોમરોમ વસે, સાથે સીતા ભેજન વસે,
નારાયેન નશનશમાં વસે, ભોલું શાસ્ત્ર સુનો મનસે.
સોમનાથ તે વસે સુવાસમાં કહું જ્ઞાન પીસે પ્યાલો.
ગોવીંદ ગલામાં-વસે તે ચાર ભુજ ચાતર લાલો. ૧

સુરતા માંહુરી વસે સાગરજી કીરતીમાં વસે તે કલ્યાન,
ભુજા ગલામાં-વસે બુદરજી માન તે ભગવન.
ગાલમાં વસે ગૈને ગોવલો ગુણમાં વસે જ્ઞાનેશ્વર જાન
નાગ નીરખોમાં-વસે કાલીગો કીરતીમાં મેરબાન.

## સેર.

તપમા જો ત્રીભોવન વસે, ત્રીકુટી તૈયારી વસે,
માલામાં માધવજી વસે, નુરમાં તે નરહારી વસે,
ભક્તિમાં ભગવાનો વસે, અધિકશે અસવારી વસે.
ચતુરાઈમાં ચંચલ વસે, વીનતીમાં વૃજધારી વસે,
સંકટમાં તે સ્યામ વસે એ માત તાતને છે બાલો.
ગોવીંદ ગલામાં-વસે તે ચર ભુજ ચાતર લાલો, ૨

ઉદરમાં અવીનાસી વસે મારા દીલમાં દામોદર છે જ્ઞાની
રંગ રૂપમાં-વસે ઠાકરનો રણછોડ દર સાની.
સાંભલતામાં વસે સામલો નીંદરે વસે નંદ સંતાની,
જહોતી રૂપમાં-જગતમાં ઝલકી રહ્યા તે ઝલકાની.

## સેર.

ધીરજ ધરણી ધર વસે, નખવીસમાં નકલંગ વસે,
ગુણમાં તો ગોપીશ્વર વસે, પહેરૂમાં પ્યારો સંગ વસે.
શોજીમાં રૂઘનાથો વસે, તાકતમાં ત્રીકમ ગંગ વસે,
નાભીએ તે નરસીંગ વસે, કરૂણે કમળા પતંગ વસે,

જપ ધ્યાનમાં વસે જગન્નાથ મુકીદો મનથી જંજાલો,
ગોવીંદ ગલામાં-વસે તે ચાર ભુજ ચાતર લાલો ૩

લક્ષમાં મારે વસે લાલજી બલમાં વસે બળવાન ધણી,
સાહે કરવામાં-વસે સાલીગરામો પારસમણી.
વીચારે વામન રૂપ વસે ને ગરજે વસે ગરૂડ બણી,
બાણમા મારે-વસે વીશ્વંભર વીર દેવકી જણી.

સેર

મણીરામના જ્ઞાને વસે, સરસ્વતીમાં સ્યાનો વસે,
ફુલમાં તો ફરસુરામ વસે, મુક્ષે મુકન જાનો વસે-
અંતરમાં આત્મારામ વસે, ઘટમાં તે કંસ ભાનો વસે,
મારી મદદમાં મચ્છા વસે, હરખોમાં હરી છાનો વસે.
પ્રાણજીવનના પ્રાણમાં વસે, ગુણી જ્ઞાન લઇ રચ ખ્યાલો,
ગોવીંદ ગલામાં-વસે તે ચાર ભુજ ચાતર લાલો. ૪



## ખરા પ્રેમી ભકતોની પરીક્ષા.

### રંગત લંગડી.

પ્રભુ ભકતોની લીએ કસોટી ત્યારે હરી આપે દરસન
હરી જનોને-દુઃખ દેવાથી હસે સર્વે દુશ્મન—ટેક

અકલ જ્ઞાનોથી કરો કામ તમે ગુરૂ જ્ઞાનથી કરો વીચાર
બાલપણાથી-સુદામાં સાથે રમતા બેઉ દોસદાર
કચીક ભુલને માટે પ્રભુજી આપ્યું દળીદ્ર તો નીરધાર
સુધનવાને-કષ્ટ ! આપી તલીઓ તેલો મોઝાર

સેર

ભકત વીદુર ઘેરે જઈ, તમો ખધી ભાજી ચોલાઈજી
દુધ માખણના ખાવા વાલા, કેલાની છાલ ચવાઈજી

પાંચો પાંડવ દુરમલ કરી, બેન સુભદ્રા સરમાઇજી
ઓતરાની આંખો બંધાવીને, ભાણેજ સગો તે મરાઇજી
જાદવ કુળને મારી નક્ષ્ટિ સું પાંડવ ગાલ્યા હીમાલે રતન
હરી જનોને–દુઃખ દેવ થી હસે સર્વે દુશમન. ૧

અર્ધું અંગ મોર ધ્વજનું માગ્યું સ્ત્રી પુત્ર આપે કાપી
આંખથી આંસુ–નીકળતા ના કહ્યું તમ જપ જાપી
શેઠ સગાળશા ઘેર જતી થઇ ગયા તમે દુર ધન આપી
પુત્ર કપાવી-વાંઝીઆ તેથી જમુ નહીં સંતાપી

સેર

વણીકને ઘેર માસ માંગ્યુ, છેડી ધરમ પીરસી થાલજી
ભકતોના સત્ય છોડાવવા. તમે ચાર્લ્યાને ગયા લાલજી
સેવા કરે માત પીતાની, શ્રવન કાવડ લઈ હાલજી
તીરથ કરવા નીકળ્યો, દશરથના બાણે કાલજી
વાગ્યું બાણુ તે પાણી લાવતા શ્રવન મુવો કહી રામ વચન
હરી જનોને–દુઃખ દેવાથી હસે સરવે દુશ્મન ૨

બાળકપણથી મર્યા માત તાત હરીશ્ચંદ્ર તે દુઃખ ધરે
સત્ય ને કારણ–રાજપાટ છોડીને કંગાલ ફરે
ગરીબ બનાવ્યો બહુ તુન્ડા રાખો ભકતો પર દયા હરે
પાઇ ન પાસે–ફાટેલા વસ્ત્ર ફરે છે તન અરે

સેર

વામન રૂપો લઇને હરી, ગયા બલીને તે ઘેરજી
ત્રણ પગલા ધરતી જાચીને, પાતાલે ચાંપ્યો થેરજી
શવરીના બોર એઠા લઇ, તમે રાખી તે પર મહેરજી
ભૃગુ રૂશીએ લાતો મારી, ન રાખ્યું તેથી વેરજી
અમરીસ રાજાને શ્રાપ અપાવ્યો દુરવાસાનો ક્રોધ કથન
હરી જનોને–દુઃખ દેવાથી હસે સર્વે દુશ્મન ૩

હરીચંદ્રનું રાજ કપટે વીશ્વામીત્રે લીધું બળવાન
તારા વેચાણી–કુંમર ને રાજ વેચાયો ભંગી નીરવાન

કાળો નાગ રોહીદાસને ડંખી પ્રાણ મૂકયો કહીને ભગવાન
જુલમ કીધો છે-તૈયારી સતી શીશ છેદની જવાન

સેર

દુઃખ ધ્રુવને અવી પડયું, પાંચ વરસોનો તે બાલજી
સાવકી મા ના કહેવા થકી, ભુખ તરસા વન વીકરાલજી
ગર્જી કચટી પ્રહેલાદને, ભકતોની લીયો સંભાલજી
સાગરમાં ભકત ડુબાવતા, થરથર ધ્રુજે ગોપાલજી
દુઃખમાં ડુબાળી ભકતો જનોને પાપીઓને આપ્યું કંચન
હરી જનોને-દુઃખ દેવાથી હસે સરવે દુશમન ૪

કરણ રાજાને કંથે પ્રાણ ત્યારે ભીક્ષા તમે માગી જોઇને
તોડી દાંતને-આપી રેખો ગંગા જલથી ધોઇને
પ્રભુ સમધને ઘેર જઇને માગી રસોઈ ભીક્ષુ હોઇને
ઘરમાં નથી અન્ન-પીતા પુત્રના સામે જુવે રોઇને

સેર

સત્ય કારણ પુત્ર પીતા, ચોરી કરવાને ગયા અનજી
પકડાવાથી પુત્ર તનું શીશ કાપ્યુ પીતા ધનજી
રસોઈ કરી જમરાવતા, સથે પુત્ર જમે પ્રસનજી
ગુરૂ જ્ઞાન છે મણીરામનું છંદ ગાએ પ્રાણજીવનજી
સંખનીઓને પુત્ર આપીયા સતીઓને રાખી વાંઝન
હરી જનોને-દુઃખ દેવાથી હસે સરવે દુશમન ૫



# જરથોસ્ત પેગમ્બરનો કીસ્સો.

રંગત રાગડી.

બંનગી કરીને થયા જગતના પેગમ્બર પારસી ભાઈ,
થયો ન થાસે=જરથોસ્ત સપેન્ટ માનની સરસાઈ—ટેક.

પૂરદુનની ઓલાદથી પેદા સમજો તમે સઉ નરનારી,
આ દુન્યામાં=થઇ ગયા ખોદા દોસ બંનગી સારી.

ફર્મ પર ઝલીકે નુર ખુદાઇ નમે બાદશાહ વારમવારી,
લાવી આપ્યો=બાદશાહને અરદીબેસ્ત હરખે ધારી.

સેર.

ખુસી બાદશાહ ગુસસ્પ, પેગમ્બર કહે છે વાતજી,
જરથોસ્ત ધર્મ બતાવ્યો, કબુલ કરે પ્રખ્યાતજી.
દીન કબુલને કરાવ્યો, બાદશાહ નમે સઉ જાતજી,
ઘના પેગમ્બર જોઈ ગયા, કામ ન થયુ કરી ઘાતજી.
ખોરદાદ સાલ શુભ દહાડે જનમેલા ખરા મૂનથી વખનાઇ,
થયો ન થાશે=જરથોસ્ત સપેન્ટ માનની સરસાઇ. ૧

ઇરાણ દેસમાં થયો જન્મ જરએગ સહેરોની અંદર,
એહને પ્યારે=જરથોસ્ત પેગમ્બરનું તેજ જબર,
જન્મ થયો કે જુલમી દારાશરૂનનો કોપ પેગમ્બર પર.
એક નજુમી=ઘરમાંથી ઉચકી ગયો ચુકાવી નજર.

સેર.

એક પલમાં તૈયારી કરી, આતસ ચેહ સલગાવીને,
અરદીબેસ્ત ચેહમાં નાંખ્યો, જરથોસ્તને ઉચકાવીને.
સખત અગ્નીમાં પડયા, ખુસબોના ફુલ બીછાવીને,
જરથોસ્ત ખોદાનો દોસ છે, લીધો ખોદાએ તો બચાવીને.
અગની તનો જોઇ હાબલો દારાશરૂન ગયો ગભરાઇ,
થયો ન થાસે=જરથોસ્ત સપેન્ટ માનની સરસાઇ. ૨

ઉમર આવી ભરજુવાનીમાં ઇરાણ દેશ રહેતા ઘરે,
ઇરાણ નદી પર=કરે જરથોસ્ત બનગી ખરો નરે.
નદી દાએતીને તો કીનારે એજદા ઉપર ધ્યાન ધરે,
ખોદા મતમાં=તેને જોઇ સયતાનો તો રોજ દરે.

સેર.

એક દાહાડે નદી કીનારા પર, બમન ગુસાશીપ આવ્યા,
ફરમાન કરી પેગમ્બરે, તેને સાનથી સમજાવ્યા.

આઇજત દેખાડી બમનને, આંખ બંધ કરો ફરમાવ્યા,
ગયા મીનો ઇઝાહાનમાં, આસમાન સાતો બતાવ્યા.
આહન જોઇ આસમાન બમનો દીલમાં ઘનો તે હરખાઇ,
થયો નાશે = જરથોસ્ત સપેન્ટ માનસની સરસાઇ. ૩

થયા નર જગતમાં પેગમ્બર આલમ જોઇ થયા ગુલતાન,
કઈએક દુ:ખીને = કીધા છે સુખી જરસ્થોસ્તે મેરબાન.
ઉમર ચાલીસ થઇ વરસોની ખરો દોસ ખોદાથી ધ્યાન,
ઈરાણ દેશમાં=દીન ફેલાવી દીધો કરી ફરમાન.

## સેર.

ભુત પસતાને તો નસાડીયા, જરથોસ્તનું થયું નામજી,
દેખાડે ચમત્કારને, ખુદરતી ખેલ તમામજી,
એકીન લાવે નરનારીઓ, જોઇને સર્વે ધુમધામજી.
સાચા પેગમ્બર માનતા, નાસે પાપી મુકી હામજી,
અમર નામ કીધું દુન્યામાં બાવા નમો બચ્ચા માઈ,
થયો ન થાશે=જરથોસ્ત સપેન્ટ માનની સરસાઇ. ૪

જસન થયો ગુલઝાર જસનમા ઇંજી કરે સઉ વીસતારૂ,
સરાબ ખદરતી=પાઇ ગુસ્તાશપનું કર્યું સારૂ.
મીનો ઇઝાહનને જોઇ પોતે બેહુસ્ત જગા જોઇ લલકારૂ,
જામાસ્પ ને=સુધાડુ ફુલ ખુસબો લાગે પ્યારૂ.

## સેર.

ફુલ તે સુંઘતા વારમાં, બાખેલી એલ નજરે પડી,
ભવીસ કાલને તે જાનવા. ઇલિમદાર કીધો તે ઘડી.
એકીન લાવે ખાતરી કરી, પારૂસી ને વસ્તુ જડી,
દુ:સમન સ્યતાનો દુર થયા, લોકો ગને દીનને લડી.
માહુ નર થઈ ગયા પેગમ્બર બતાવી ખુદરત ખોદાઈ,
થયો ન થાશે-જરથોસ્ત સપેન્ટ માનની સરસાઇ ૫

પેગમ્બરનો કીસ્સો સાંભળી કરી બનગી ને પછી ફરજો,
દીનને માનો=દીન પર ચુસ્ત રહી દાનો કરજો.

ધર્મ દાન નેકીના ફલ એક સાહેબના નામે તરજો,
સન પર દુન્યા=થશે ખાલી સમજી મનથી ડરજો.

સેર.

કર ભલુ તે ભલાઇ છે, ખોદાને હરદમ માણીએ,
બુરાને બુરાં પણ મલે, જરથોસ્ત દીનને જાણીએ.
કહે દાદાભાઈ એકીનથી, સાહેબ લે તું જમાણીએ,
મણીરામ કહે છે જબ.નથી, એક ધનીને તો વાખાણીએ.
ઉદુનાસે ગભરાઈ સાંભળી પ્રાણજીવન તે ગુન ગાઇ,
થયો ન થાશે=જરથોસ્ત સપેન્ટ માનની સરસાઇ. ૬



# તુરરા કલગીના લગન.

## કલગીવાલાનો જવાબ.

### હીંદુસ્તાની

### રંગત લંગડી.

તુરરા બદસા લડે તેરેસે જ્ઞાન ધ્યાન ધરનેવાલે
મેફીલ મ્યાને=તેરી કલગીસે બીહા કરનેવાલે—ટેક.
સુનલે કલગી આજ સુનાવું તુરરેકી તો હય દીલ પ્યારી,
બુરા ન માનો=પહેલેસે કહેતા હું મય બીસાતારી.
ચાર બેદ પ્રમાન જાન નાદાન તુરરેકી સરદારી,
તુરરા બાદશાહ=દખટપે ધરમે હય કલગી નારી.
નજરકી લાલી મત બનાવો ઝુથે તુંમ પહરનેવાલે,
મેફીલ મ્યાને=તેરી કલગીસે બીહા કરનેવાલે ૧

અવલ બ્યાનકુ લેના ધ્યાનમેં જ્ઞાનોકા તો ખજાના હે,
સાહસ્ર સારસે=તુરરા હુમરદાના કલગી જનાના હે.
નીરાકારસે હુવા સુહુન ઓર માહા સુહુનકાએ રચના હે,
હોમ અખંડી=હુવા હે ઓહતી રૂપ ધર ધ્યાના હે.

ઝોહુતીરૂપસે હુવા સોહુમરૂપ હુમતો હુવે વરનેવાલે,
મેફીલ મ્યાને=તેરી કલગીસે બીહુા કરનેવાલે. ૨

સોહુમ રૂપસે બને ત્રીગુણી બ્રહ્મા બીસનુ ત્રીલોચન,
નાભી કમલસે=પરીબ્રહ્મોને રૂપ દીયા અરપન.
ઈચ્છારૂપસે બણી શકતી કહેતે કલગી બીચારો મન,
રૂપ બદલકે=લક્ષમીજી બણી બીસનુકુ પ્રસન.
નીરાકાર નીરગુણ નારાયેન તુરરા પેટ ભરનેવાલે,
મેફીલ મ્યાને=તેરી કલગીસે બીહુા કરનેવાલે. ૩

દુસરે રૂપસે બણી બ્રહ્માણી બ્રહ્મા સાથમે ધર ધ્યાને,
અબી કબુલ કર=ચાર બેદોસે કહું સાકુશ્ર જ્ઞાને.
તીસરે રૂપસે બણી પારબતી પીના દલહે સુન ધ્યાને,
શીવ શકતીકા=મયા હે સાડી હીમાચલ દરમ્યાને.
બદરીઆસરમ અખડ હોમ સાદીકા જલેસરનેવાલે,
મેફીલ મ્યાને=તેરી કલગીસે બીહુા કરનેવાલે. ૪

બૈથે બાદસાહ મોઝ ઉડાતે પ્યારી સાથમે રાણી હે,
ખપા ન હોના=મરતે કુંડા અનઘડ દો પાણી હે.
અમર કાહુસે બના અનઘડ કીયા તેરી તો છધાણી હે.
હોતે પરીબ્રહ્મ=તીનોકી બાત ઝુઠી મસતાણી હે.
કબુલ નહીં કરો ખાવીંદ બતાદો કેલગીકે હુરનેવાલે,
મેફીલ મ્યાને=તેરી કલગીસે બીહુા કરનેવાલે. ૫

તુરરા કલગી ઓર અનઘડ કુંડા મીલકે કામ કરે.
ચારો જ્ઞાની=ભજનસે ભગવત કુ પ્રણામ કરે.
સબકે દીલમે સબ બડે હે મણીલાલ રામ રામ કરે,
ગાવે પ્રાણજીવન=મેફીલમે જ્ઞાનકી મીસરી જામ કરે.
જ્ઞાની જ્ઞાનકા લગા નીશાનો ભગવા નહીં ડરનેવાલે,
મેફીલ મ્યાને=તેરી કલગીસે બીહુા કરનેવાલે. ૬



# ગુરૂચરણ મહીમા.

## હીંદુસ્તાની રંગત લંગડી.

મંત્ર ગુરૂકા લેકે કાનમેં ભીંત્ર ઝોહંત હય જ્ઞાનોકી,
બ્રહ્મ નામસે=સગાઈ લગન ભકતી ભગવાનોકી–ટેક.
મનકુ તાબે કીયા ગુરૂને ભસ્મ ચોલ અંગ ગુરૂ જ્ઞાને,
માયા મમતા=છોડકે દસ ઈંદ્રી મારી ધ્યાને.
સંગત સંત સાધુકી કરકે રહેતે હમેશા તપ ધ્યાને,
લીયા જ્ઞાન જબ=સબી તૃષ્ણા દુર કર ડાલી સ્યાને.

સેર.

ચોતરફ દુન્યા દેખલી, હમતો ઓત બીચારકે,
ધુનતે સનમ ઓ ના મીલા, ફીર ફીરકે બેઠે હારકે.
મીલ ગએ મતલબ ગરજી, ઓ નહીં હરીકે પ્યારકે,
જનજાલમે દુન્યા ફસી, ધન છીન લેતા મારકે.
સગાઈ હમારી નહીં કીસીસે સચ્ચી સગાઈ કાહાનોકી,
બ્રહ્મનામસે=સગાઈ લગન ભકતી ભગવાનોકી. ૧

દેખા નહીં કુચ સાર સંસારો રચના દેખી હમને ઝુઠી,
જાલ માલમે=પ્રસાયે ફસે હયે કસ્ને ઝુઠી.
ઓહી સનમકી કલા ન્યારી હે કાચી કાયા ધનને ઝુઠી,
અમર ભલાઈ=જ્ઞાન ભકતી બીન કહી શબ્દને ઝુઠી.

સેર.

નહીં રહેવેંગા અમર કોઈ, ભરોસા એક પલકા નહી,
કરતા ભજન ભગવાનકે, આનંદ દુજા ફલકા નહી.
જ્ઞાન સુનલે ગુણી જનો, મેરા ધ્યાન કુચ હલકા નહી,
સમસેર લીયે ગુરૂ જ્ઞાનકા, મારો અબી કલકા નહી.
જ્ઞાની ધ્યાનીકી ધુની દેખકે ભાગે કાલચોટ બાનોકી,
બ્રહ્મનામસે=સગાઈ લગન ભકતી ભગવાનોકી. ૨

મોહમાયા ઓર લોભ ગુરૂને અભીમાન ભગાકે લીયા,
સુખોકી સુજની=ગુરૂને તકીયા જ્ઞાન લગાકે લીયા.

ગુરૂ જ્ઞાન હમ રખા દીલમે હુકુમ ગુરૂકા જગાકે લીયા,
જરણુ મરણુસે=છુટકે ગુરૂને જમકુ ઠગાકે લીયા.

સેર

કરતે અરજ માલીકસે, હમારા તુમ સરજન હો,
ભકતોકે આધીન હે પ્રભુ, ગુરૂજ્ઞાનસે વંદન હો.
નીરગુણુ નીરાકારો હયે, તીન ગુણુમે ધનધન હો,
અનેકરૂપી અવતાર તુંમ, બીયાપક સબી પરસન હો.
દીલકી દુખ્ખા મારી ગુરૂ મન મંજન ટેક પુરાનોકી,
બ્રહ્મનામસે=લગાઈ લગન ભકતી ભગવાનોકી. ૩

રચના પ્રભુને રચી પ્રેમસે તીન બસ્તીમે સગાઇ હરી,
જલ થલમે=અનેક જન્તુપે ધ્યાન લગાઇ હરી.
સબી જગમે બ્યાપક તુંમ તો અમર જોહત જગાઈ હરી,
ભજન ભાવ બીન=સબી જગત જાલેમે થગાઈ હરી.

સેર.

ભકતો કે દુઃખ ભંજન કરે, અયસે તો પ્રભુ દયાળ હો,
ચાર ધામ ઓર સબી તીર્થ, ગુરૂ ચરણુ પડો ન્યાલ હો.
ભવસાગર તો ફીરકે; ગુરૂ, અંધે દુબે તો બીસ્યાલ હો,
ગુરૂ ચૈરાસી મીતાઇ હે, મણીલાલ ખ્યાલી ખ્યાલ હો.
આવે પ્રાણુજીવન જ્ઞાન ધ્યાન કર આસ હીરા વૈમાનકો,
બ્રહ્મ નામસે=લગાઇ લંગન ભક્તી ભગવાનોકી.



## કૃષ્ણુ લીલા ચતરના બે અંગ.

### રંગત લંગડી.

ચતર કનૈયાલાલ જમનાપે કરતે તાલ સહેલાણી ચતર,
ચતર કંસજી=કચસે ભરણા જમનાકે પાણી ચતર—ટેક.
ચતર સોલે શીણુગાર બદનપે નીકલ ચલી ગવળન ચતર,
ચતર રૂપસે=સાડી ચોલી પહેની બનથન ચતર,

ચતર કંસ રાજાસે કહેતી ફીરીયાદ સુનો સાજન ચતર,
ચતર હમ તો=ગવાળણુ આઇ તુમારે સરન ચતર.

## સેર.

ચતર હુયે જદુ કુલકા, કનૈયા પૈછાનો ચતર,
ચતર જસોદા લાલ હે, ઓ ઓત મશતાનો ચતર.
ચતર જમનાપેં ખડા, બંસી મારે બાનો ચતર,
ચતર કી બંસી જાદુકી, લગતી હુયે માનો ચતર.
ચતર બેંસીસે ભયભીત કરતા હો જાતી મૈ બાણી ચતર,
ચતર કંસજી=કયસે ભરણા જમન કે પાણી ચતર. ૧

ચતર ભીગાએ ચીર સુનો કંસવીર ઓ તો આહીર ચતર,
ચતર હૈરાણી=ભીજ ગઇ ચોલી કયસે ધરૂ ધીર ચતર.
ચતર લાલજી હુય તો ફાણી ભીજ ગયા શરીર ચતર,
ચતર બોલેગી=સ્રાસ ધરકુ હે જાલમગીર ચતર,

## સેર.

ચતર કયેસે જાઉ જલકુ, હીનસાખ હે રાજા ચતર,
ચતર હમકુ ન માનતા, બજે બસીકા બાજા ચતર.
ચતર કંસ કેહને લગે, સરદાર હુયે સાજા ચતર,
ચતર કીસનજી ન સુને, મુજકુ કહેતા જાજા ચતર.
ચતર હમકુ દર કીસનકી ડરતી હમારી રાણી ચતર,
ચતર કંસજી=કયેસે ભરણા જમનાકે પાણી ચતર. ૧

ચતર મારે હુય નોકર હમારે અસુરોકી જાન લીયા ચતર,
ચતર મારેગા=સકતી રૂપ કેહે ગઇ બીજલી હીયા ચતર.
ચતર મુજે હુય દર લાલકી પંડીત બચનો દીયા ચતર,
ચતર અજમાયા=દઇતોકુ માર કામ ઓ કીયા ચતર,

## સેર.

ચતર કહેતા કંસજી, ગવળણુ સુંનો બાતા ચતર,
ચતર જસોદાકુ કહો, તેરા કાહાન ભીજાતા ચતર,

ચતર બીજ નારી ચલી; કંસ રાજા ડરાતા ચતર.
ચતર જસેદા પાસમે, તુમ સુનલો માતા ચતર.
ચતર કીસનજી હય તુમારા જમનાપે ભીંજાણી ચતર,
ચતર કંસજી=કયસે ભરણા જમનાકે પાણી ચતર. ૩
ચતર કીં સુની બાત જસોદા કહેતી લાલા તુમ આપે ચતર,
ચતર સખીકો=જલ નહી ભરણ દેતા જમનાપે ચતર.
ચતર મારૂગી માર કંસ સરદર બ્રીજબાલાપે ચતર,
ચતર ગવાળણુ=સમજાઇ અબી નહી સનતાપે ચતર.

સેર.

ચતર જરીપૂ કહેતે કનૈયા, ગોકુલકા પ્યારા ચતર,
ચતર કંસકુ મારકે, દાદાભાઇકુ તારા ચતર.
ચતર દ્વારીકા રાજ કર, ફૂલજા દૈવકુ મારા ચતર,
ચતર મણીલાલો ગુરૂ, ગાવે પ્રાણુજીવનદારા ચતર.
ચતર ભજો રામનામ ઉદુ તુમ છોડ માયા મમ તાણી ચતર,
ચતર કંસજી=કયસે ભરણા જમનાકે પાણી ચતર. ૪



# ઈભરાહીમ પેગમ્બરનો કીસ્સો.

## ઉરદુ બકરી ઈદનો રીવાજ.

### રંગત લંગડા.

કુરાંન કલમા ઓર નીમાજે પહરે ઓ તો ઇનસાન બને,
બને તું બનજા=ઇભરાહીમ ખલીલઉલ્લા દીલજાન બને-ટેક.
હુવે પેગમ્બર જેરૂસલેમ્મે નામ ઇભરાહીમ કરકે,
ખુદા બનાયા=ઉનોસે રહેતે સ્યતાનો ડરકે.
બને દોસ ઓ રખકે પ્યારે ચાહાવે રહીમાનો બરકે,
કરતે આજીજી=હુકમસે પેગમ્બર કદમ સરકે.

સેર.

ખુશી રહેવે અલ્લા મીયા, ઇભરાહીમકા તો ખ્યાલ હૈ,
અવલાદ દીયા નહીં દોસકુ, હાજરા બીબીકા સવાલ હૈ.



કહેને લગે પેગમ્બરે, બીબી સુનો કીયા તાલ હૈ,
ખુદાને ફરજન નહીં દીયા, અપને કીસમતકા હાલ હૈ.
ખુદા દોસકુ પીછે રખતે કીયા ગુના મેરબાન બને,
બને તું બન જા=ઈબરાહીમ ખલીલલુલ્લા દીલજાન બને. ૧

બચ્ચા દેવે તો કરૂં ખુરબાણી ખલીલ દીલસે બીચાર કીયા,
ખુદા હુકમસે=હાઝરા પેટ હમલ તેયાર કીયા.
લડકા દીયાઓ પુરે મહીનેસે પેગમ્બર ઈતમાર કીયા,
નામ ઉનોકા=ઈસમાહીલ રખા ચાંદ ચમકાર કીયા.

## સેર,

ઈસમાહીલ જબી ઉલા હુવે, પેગમ્બર બીબી ચાહાતી હે,
સારા બીબી દલગીરમે, રખો દોનો જગલ સુનાતી હે.
હાઝરા લડકા જગલ રખે, જમજમા પાણી પીલાતી હે,
અલ્લા કહેતા માનત ભુલે, ઝુથી પેગમ્બરકી બાતી હે.
ખાબમે આકે કહ્યો રબ નવ બરસ બચ્ચા ગુલતાન બને,
બને તું બનજા=ઈબરાહીમ ખલીલલુલ્લા દીલજાન બને. ૨

ઝુથ બાત હુઇ તેરી પેગમ્બર લડકે કી ખુરબાણીકી,
લીયા ન હમકો=તું જે માયા લગ ગઇ દીલજાણીકી.
કહેતે પેગમ્બર સુનો નાઝનિ ન બાત બચ્ચેકી ફાણીકી,
ખાબમે મેરે=કહે ગએ માનત દીયો સહેલાણીકી.

## સેર.

પહેલી બીબી સાગ કહે, ખુરબાણી દેના નામ હે,
હાઝરાકુ બાતો મત કરો, પેગમ્બર તેરા કામ હે.
રહેતી જગલમે હાજરા, આએ ઈબરાહી ધુમધામ હે,
બેટેકુ લે સંગે ચલે, બાંધા જમીનપે જામ હે.

ઉલતા. લાલ ઈસમાહીલ ખુસમે હાથ છુરી કમાન બને,
બને તું બનજા=ઈબરાહીમ ખલીલલુલ્લા દીલજાન બને. ૩

ખુદા હુકમસે છુરી બોલતી નહી કાતુ ઈસમાહીલ મીયા,
આયા જબરે ઈલ=રખા દુંબા ઇસમાહીલ હતા લીયા.



ઝુલહેજ મહીના દસ તારીકકુ કાતા દુંબા ખુરબાણી કીયા,
ઈબરાહીમને=ઓહી દીનકુ બકરી ઇદ નામ દીયા.

સેર.

બચ્ચા બદલ દુંબા મરા, ખુદરત ખુદાકી ન્યારી હે,
મુસલીન ઇદો સબ કરે, જરફ કરે નરનારી,
દાદાભાઈ કહેતે સુણુ ગુણી, તુરગ ઇલમ સરદારી હે.
મણીરામ કહેતે દુધ પીયો, ઓ ગાઇ તો બીચારી હે.
ઝુકાસીર પાણુજીવન ગાવે કઇ ઇલમ બીના હેવાન બને,
બને તું બનજા=ઇબરાહીમ ખલીલલુલ્લા દીલજાન બને. ૪



## સ્વરાજની હીલચાલ, ચોમાસામાં હોળી, ટોપીનો વરસાદ.

રંગત ખડી.

થઈ વેપારી દગાઓ ભારી હીંદુસ્થાનોના લુટે છે બાલ,
સ્વરાજેનું કામ હામથી કરે ગાંધી જોઈ મોહનલાલ.-ટેક
મલી નાગપુરમાં કેગ્રેસ મૂકયા ઠરાવો કરવા પાસ,
સરવે ઠરાવો પાસ કીધાતા ભાર્ત ભૂમીના રહેવાસ.
પ્રથમ સ્વદેશી માલ વાપરો મનમાં રાખી ને ઉલ્લાસ,
ઘરો ઘરમાં ફરે રેંટીયા સુતર સ્વદેશી તે ખાસ

સેર

તીલક સ્વરાજ ફંડમાં, એક કરોડની થાપણુ કરો,
પછી તે કારભાર ચાલશે સ્વરાજથી સર્વે તરો.
કહી તીલકો સ્વર્ગે ગયા, માટે ઉમંગ રાખો નરો,
તમે ઉમંગથી નીકળો, દેશ સેવામાં પગલા ભરો.

ચાલ છોટી

કીધેલી મહેનત સ્વરાજ તીલકે ભારી,
જેણે રોપ્યા બીજના ફળ થયા છે ધારી.

## ફેંકતો.

ઓગણીસો ને વીસ સનના,
ભરી કોંગ્રેસ દેશો તનના.
મુકયા ઠરાવો સઉ તે મનના;
કાન દઇને સમજો ભાઇઓ ત્યાં થયા ઠરાવો કહું છું હાલ.
સ્વરાજોનું કામ હામથી કરે ગાંધી જોઇ મોહનલાલ. ૧

ફાટે કલેજા ભાસણુ સાંભળી છે એકોએકથી જુસ્સાદાર,
પરદેશી માલોને ધીક્કારો એમ કહે સહુ વારંમવાર.
ગાંધી મોહન સમજાવી કહે છે શૌકતઅલી મુકે છે ભાર,
મહુમદઅલીનું ભાશણુ સાંભળી બાઇ સરોજની છે તો તૈયાર.

## સેર

પ્રમુખમાં લજપત સહી, બીજા ડેલીગેટ કેવાય છે,
સર્વેના નામો શું લખું, લખતા કલમ અચકાય છે.
સ્કુલ ખોલો સહુ દેશની, પુરતી કેળવણી થાય છે,
સહુ ઇન્સાફી પંચથી કરો, તેથી નફો તો જણુાય છે.

## ચાલ છોટી

તમે કરજો મહેરબાની એક કરોડ રૂપીયાની
છ મહીના મુદત છે તે વસુલ કરવાની

## ફેંકતો.

જુવાબ સવાલો સહુની આસા,
લખો લખાણો દેશની ભાસા.
સીધા પડે છે આજના પાસા,
ભાસણુ સાંભળી ખુશી થઇને કીધા કામ સર્વે તત્કાલ
સ્વરાજોનું કામ હામથી કરે ગાંધી જોઇ મોહનલાલ, ૨

જઇ રહ્યા છે હીંદુસ્થાનમાં લૈયાઓને કીધા દીલજાન,
દીધા હીસાબો સર્વે બતાવી કેળવણી આપે ગુણુવાન

એક બીજાના હતા દબાણે છુટા પડવાની કીધી નીસાન.
સસ્તું લાવી તમે સોંઘુ વેચજો નહીં કરતા તમે દબાન.

સેર.

રૂપીયા તે ફંડ ભરતા હતા, સહુ ખુશીથી દીલ દારજી
ટપકે ટીપે સરોવર ભરે, લાગી રૂપીયાની તો હારજી.
ઈશ્વર ભરોસો રાખીને, બેઠા ગાંધી તે વારજી
સર્વે તે દેશોથી મલે, મની આદર તારો તારજી.

ચાલ છોટી

સહેરો ને ગામમાં જઈ ભાસણ કરે છે ગાંધી,
તમને કડવુ મીઠું લાગે મુકો મને કાધી

ફેંકતો.

ઇશ્વર તણો હું છું તો દાસે
પ્રભુ વીના નહીં કોઈની આસે
સાચા બોલથી પ્રપચી નાસે
કહે ગાંધીજી તમે સાભળો માથે રાખું સર્વે જંજાલ,
સ્વરાજોનું કામ હામથી કરે ગાંધી જોઈ મોહનલાલ. ૩
આવી મુંબઈમાં લીધો ઉતારો રૂપીઆ થએલા અર્ધે ભાગે,
મુદત પ્રમાણે કામ ન થાયે હીંદુસ્થાન ઇજ્જત જાગે.
તમે જલદીથી કરો ઉતાવળ જુન મહીનો આવી લાગે,
અઢારે વરણ નાણાં ભરે બાઈ સરોજની ભીક્ષા માંગે.

સેર

જુન તારીખ પહેલી હતી, ઓકણીસ એકવીસ જાનીપ
પીઠે આફત આવી પડી, ગાંધીના સેવક માનીયે.
ઊભા સયેમ સેવક કીધા, પીઠા વાલા નુકશાનીયે
એવા નર તને તો ધન છે, જેની બુદ્ધી છે તો ઠેકાણીયે.

ચાલ છોટી

પીઠાઓ મુકજો તમે ઘણી લીધી છે લાડી,
ગરીબને લુંટી તમે લીધા છે બંગલા ગાડી,

## ફેંકતો.

ચાર આનાનો દારૂ આપીને,
અઢી રૂપીયા લેતો કાપીને.
ઓછા માપથી આપે માપીને,
હવે પડતીઓ આવી તમારી જશે પીઠાઓ તું તો સમાલ,
સ્વરાજ્યનું કામ હામથી કરે ગાંધી જોઈ મોહનલાલ. ૪

લોકો સરવે સમજી મન જુઓ દારૂવાલા સહુ ને લુટે,
કીધા કંગાલો સર્વે લોક હવે ભર્યું પાપ તે આજે ફુટે.
પીઠાંવાલાઓ સર્વે મલીને વીચાર કરી સહુ તે ધુટે,
લીધા બોલાવી માનથી ગાંધી તારા સ્વયંસેવક ક્યારે છુટે.

## સેર

બાર આની સહુ પારસી, દારૂના વેપારો કરે,
પીને ભીખારી થાય છે, દેશોને આફતો નરે.
થઈ છાકટા રસ્તે ભમે, આડો અવળો જઈને મરે,
ભૂખે મરે તેના છોકરા, સ્રીને સાડી નહીં જરે.

## ચાલ છોટી.

હવે કરજો બીજો વેપાર તમે કોઈ ભારી,
નહીં માનસો મારૂં તો આફત લાવે મોરારી.

## ફેંકતો.

દોઢ મહીનાની મુદત છે તે,
નહીં જાણુના મનમાં હેતે.
બીજા વેપારે ભરજો પેતે,
મુકું પહેરા સહવાર સાંજથી બીજાઓ તો રાખે સંભાળ.
સ્વરાજ્યનું કામ હામથી કરે ગાંધી જોઈ મોહનલાલ. ૫

બોલે પીઠાવાળાઓ ગાંધી બંધ કરીં પરદેશી કાપડ તમે,
પછી અમને ઠપકો આપો ખુશી છે પીઠા મૂકવાને અમે,

આપી મુદતો તમને ભાઈ હવે બાળું કપડાંઓ કરૂં જમે.
પ્રભુ ઉપર રાખું આશરો લાજ રાખો તમે જુન સમે.

## સેર.

ઓગણીસો ને એકવીસ છે, જુન તારીખ તો ત્રીશમી થઈ,
રૂપીઆ કરોડની મુદતો, તે ત્રીશમીએ લાવો ફઈ.
આખર રાત્રે બાર વાગતા, ભરી કરોડના ઉપર ગઈ,
ખુશી સરોજની ગાંધીજી, શૌકતઅલી રકમ લઈ.

## ચાલ છોટી.

ભાષણની જગા પર ભરે તે રૂપીઆ જ્ઞાની,
ભરે નાટક વેપારી સર્વે જાત મન માની.

## ફેંકતો.

હીંદુસ્થાનોમાં ચાલે રેંટીયા,
માલ પરદેશી બંધ શેઠીયા.
કરો હુન્નરો ભરસો પેટીયા.
માલ વસાવો હીંદુસ્થાનનો સર્વે ધોતીયાં છે તો દુવાલ,
સ્વરાજેનું કામ હામથી કરે ગાંધી જોઇ મોહનલાલ. ૬

## ચોક.

પૂરે સેવકો મુંબઇ મધે નવા જુના કપડા લાવો ઝોલી,
ભારી હલકા ને છે પરદેશી તેની કરવાની છે હોલી.
વરો ઘરથી સહુ આપે પોલકા જરદોસે ભરી સાડી ચોલી,
ફાસીન ફેસીન ને બાળી મુકો હવે ખાદીની કરીએ ઓલી.

## સેર.

કંઇ ડગલા કંઇ ધોતીયાં, ટોપી ખમીસ આપું લીધો,
બુટ ને આપે છત્રી, બદીયન પરદેશી લીધો.
ઘેલા થયા સહુ માણસો, સ્ત્રી પણ ઘેલી છે જીઓ,
જાણસો ઉતારી આપતી, તમે સ્વામીઓથી તરી બીઓ.

## ચાલ છોટી.

આપેલી આ એક પંદરસોની એ સાડી,
તેના ધન છે સ્વામીને માત પીતા ધનવાડી.

## ફેંકતો

ઓ પુરૂષોની ફરી છે રહેની,
દેશી સાડીઓ પહેરજો બહેની.
આપે સસ્તું ને સારૂં કહેની,
લેવા આવજો મારી સાથે જુઓ આજે લાવી છું દેશી સાલ,
સ્વરાજોનું કામ હામથી કરે ગાંધી જેઠ મોહનલાલ. ૭

## ચોક.

હતી તારીખ એ ત્રીશ જુલાઈ ચાલુ એકવીસનો છે સન,
હોળી આવી છે અખાડ વદીમાં એકાદશી રવીવારનો દન.
સંવત તમને કહું પાછળથી એ ગણીસો સીત્તોતેર જન,
જ્ઞાની સર્વે ગયા મેળામાં બાળું કપડાને થાઉં સરણ.

## સેર.

એલફીસ્ટન રોડ પરેલ છે, સ્ટેશન પાસે જાનજો,
હાજી ઈસુબ સુબાનીની, જમીન છે તે માનજો.
ઉંડો ખાડો ખોદાવીને, નહીં જાણે કોઇ નુકશાન જો;
છ કલાકે છે સાંજના, આપે અગ્ની દેવને દાનજો.

## ચાલ છોટી.

ટોપીનો વરસાદો વરસે છત્રીઓ બાળી,
જોઇ કસબી કારચોબી સહુ તે નજરથી બાળી.

## ફેંકતો.

સફેદ ટોપી દાટીની પહેરી,
પાંચ લાખ માણુસ છે સહેરી.
લીધાં ગાધીને સર્વે ઘહેરી,

બે લાખ માણસના પોશાકો દોઢ લાખનો જરીનો માલ,
સ્વરાજોનું કામ હામથી કરે ગાંધી જોઇ મોહનલાલ. ૮

## ચોક.

ઓગસ્ટ તારીખ હતી પહેલી કહું એકાએકથી કામ થયું,
ધન ભંડારી ધન છે તમને તાડી છેડવાનું બંધ કર્યું.
રડે વેચવા વાલા છાતી ફોર પાણી રેડયું તે પાપ નર્યું.
દુકાન ઉપર ઉડે કાગડા ગયા રૂપીયા ને દુઃખ પર્યું.

## સેર

છોડીને ઘડીયાં ઝાડથી, સત્યગ્રહ દાખલ થયા,
શાબ્બાસ એવા નર તને, દેશો ઉપર લાવી દયા.
કેટલા તો ગામે બંધ કરી, બીજા વેપારી થઇને રહયા,
દારૂ વાલાનો કાળ આવશે, સહુ મગરૂરી કરી ગયા.

## ચાલ છોટી.

કરી હરામ વેપારે સર્વેનું ધન પરાવી,
ત્રણુ દોઢીએ તાડી તેના છ આના તો બતાવી.

## ફેંકતો.

લુટી લીધી સર્વે રૈયતને,
ચઢા ચઢીમાં થઈ મૈયતને.
કરે ખરાબી તું હૈયતને.

પીવા વાલાઓ સમજો ભાઈ તમે પીવાથી તો થયા કંગાલ,
સ્વરાજોનું કામ હામથી કરે ગાંધી જોઇ મોહનલાલ. ૯

ખોલી દુકાનો કપડા દેશી ત્યાં સર્વે જાતનો માલ મલે,
મુંબઇ શહેરમાં સર્વે જગે વસાવો ભાઇઓ કહું છું ભલે.
સારા સફાઈ સસ્તા જેવા સહુ જાતો જાતના રંગ હલે,
સાડી પોલકા ચણીયા ચોલી અમર લુગીઓ છે તો થલે.

## સેર.

છે ધોતીયાં વલી ચારસં, સહુ રંગ ફેરંગી રૂમાલ છે,
છત્રીઓ છે દેશી તણી, દુપટ્ટા પર તો ધમાલ છે.



ચાલે છે વલી સહુ રેંટીયા, મોંઘા ભાડાને તો હમાલ છે,
સાહેરી જે જરીફ તણી જેની કલમની તો કમાલ છે.

## ચાલ છોટી.

દાદાભાઈની સાહેરી સર્વે જોઇ લો તમે સાચી,
મણીરામના છંદ લીધા કુલ દુનીઆએ વાંચી.

## ફેંકતો.

કાલીદાસને ગોવીંદ પ્યારો,
ભગવાન સાહેર છે તો તમારો.
લખે પ્રાણજીવન તારીખ વારો.

મારી કલમો સર્વે રંગની જુવાબ દેજો તમે બાળ ગોપાલ.
સ્વરાજોનું કામ હામથી કરે ગાંધી જોઇ મોહનલાલ. ૧૦



# ઈશ્વર સ્તુતી.

## રંગત ખડી.

નહીં કરતો અપમાન જાન હરી નામને હીરે જડાવું છું,
સાફ જબાને ગાશું હમે તો જ્ઞાનથી જ્ઞાન લડાવું છું.—ટેક.
વસે ઘટમાં પુરન બ્રહ્મ લઈ સમજ જ્ઞાનથી જાની લે,
જ્ઞાન વગરનું બુરૂ બોલતો નર હરીને માની લે.
સેવા કરતું પુષ્પ પાન હરી ધ્યાન તીલકને નાની લે,
ભીક્ષા સંત બ્રાહ્મણને આપ નહીં કરતો પાપ થઇ હાની લે.
પ્રભુ નામનો થજે પુજારી સ્વર્ગોની સીડી ચડાવું છું.
સાફ જબાને ગાશું હમે તો જ્ઞાનથી જ્ઞાન લડાવું છું. ૧

સંત સાધુની સેવા કરી લે જ્ઞાનનો ત્યાં તો વખારો છે,
જ્ઞાન શીખીને જોજે ઘટમાં બોલે ધણી એક ન્યારો છે.
સુન શીખરપર બ્રહ્મ બીરાજે તેજ તેનો ઝલકારો છે,
અનેક નામથી છે તે અખડમાં સમર તેનાથી સુધારો છે,



પાપની પંજે મુકો મગરૂબી આજ તને હું અડાવું છું,
સાફ જબાનેં ગાશું હમે તો જ્ઞાનથી જ્ઞાન લડાવું છું. ૨

નીંદા નહીં કરતો કોઈ જનોની તેથી પાપીમાં પરશે તું,
પાલ સત્ય કર ધરમધામ હરી નામથી પાર ઉતરશે તું.
ગાવામાં ગપૂલતી ન કરતો માનતો મારૂં સુધરશે તું,
પુર્વે જનમની પીડા ભોગવે યાદ કરી લે વીસરશે તું.
ગુણ ગોવીંદના ગાજો મુખ બુરૂ બોલે તેને સપડાવું છું,
સાફ જબાને ગાશું હમે તો જ્ઞાનથી જ્ઞાન લડાવું છું. ૩

આંખ પુતલી બે સાફ કરીને હરી કાંજલ તું કર રંગથી,
ઉત્તર પશ્ચિમમાં નહીં રખડતો શોધ કાયામાં છે સંગથી.
યાદ કરી લે તું ઇશ્વરને ભુલતો નહીં તારા ઢંગથી,
ગાએ પ્રાણજીવન પ્રભુ ગુણ સંન્યાશી તુરો છે ચંગથી.
મણીરામ છે ગુરૂ મારે પાખંડીઓને નસડાવું છું,
સાફ જબાને ગાશું હમે તો જ્ઞાનથી જ્ઞાન લડાવું છું. ૪



## કરો પુત્રના લગન ને થાવો મગન.

રંગત જટકી લંગડી.

આવ્યા પુત્રના લગન, થઈ શેઠાણી મગન,
રૂપીઆ લાવો ખનન ૧, શેઠ લાગે ન વાર;
ધુંમધામથી=કરીશું લગન, મોટા જો બે સાહુકાર–ટેક.

મારવાડી બયમાન, તેથી કરો ન ઓલખાન,
કરે કંઈકોને હેરાન, ચર ઘણા કરે.
શેઠ સાંભળો=લગનમાં લેશો રૂપીઆ કેમ બરસો નરે,
શેઠ કહે શેઠાણી, મારી ઘણી છે ઉધરાણી,

નાણુ નથી તો પૈસાણી, લઇ આવું ઘરે.
મુરત બતાવો=હેંસીની વસંત પચમી ખરીખરે.

## સેર

સગા વાહાલાને તેડુ કરો, કંટબને વલી મોસાલજી,
પીયરીઆ મારા મનાવજો, તેથી નફો કઈ હાલજી.
તમારા ભાઇબંધ સર્વેને, બોલાવો બાલ ગોપાલજી,
મીત્ર મંડળને કેવાડજો, છે લગ્નની તો ધમાલજી.
તમે સર્વેને મનાવો, રીસાયાને તેડી લાવો,
જલદી બ્રાહ્મણને ઘેર જાવો, મારા ભરથાર.
ધુમધામથી=કરીશુ લગન મોટો જોજો સાહુકાર, ૧

ગોર સાટંક કરાવે, સર્વે દેવોને મનાવે.
મીત્ર સગા જમવા આવે, સહુ રસોઇ બણી,
બત્રીસ વાણી=લગનમાં ખરચે ખવડાવે છન્નાછણી.
જમવા ચાલો ચાલો ચાલો, એમ બોલે કાલો કાલો.
દડીઆ મુકે તમે ઝાલો પટવાગી ઘણી,
કેલ તણી છે=મુકી દીધી તે લેજો ગણી ગણી.

## સેર.

ચટની મુકી સહુ જાતની, પીરસે પાડીને હાકજી,
અથાના બીલ્લી સેવડા, કેરી કરમડા અથાકજી.
કમરખ કરડાને કાચરા, ખારેક બોર શાકજી,
ગુંડા ને ગરમર મુકીયા, ચીભડા આદુ કેટલાકજી.
કાકડી કોથીમડા ગાજર, કાકના ને લીલી હરદર,
અથાના છે લીંબુના સર, હીંગનો તે વઘાર,
ધુમધામથી=કરીશુ લગન મોટો જોજો સાહુકાર. ૨

આમળા અંબાનું અથાનુ, અંબાડાને પીરસવાનું,
ચીભડા આબોસી લો જાનુ, પરસન કરી.
મરચા પપૈયા=ક્યુમર વાસફલ મુકે કરાકરી,
ઉની ઉની લેજો બાજી, પાલખ ખદુંમડાની ભાજી.

વલી અમબાડાની તાજી, લો ભોઇપાતરી,
ટાંદલ જાણી=માઠ મેઠીને સેકતો સવાદે ભરી.

## સેર

સરસુની ભાજી [સ્વાદમાં, લુની મોચોને જરસજી
મુલાની ભાજી માનમાં મોરસની છે તો સરસજી.
તાકલાની ભાજી તાનમાં, અલુની નહી તો નરસજી,
દાભાની ભાજી માંગજો, પોઇ નાળાની છે ફરસજી.
મઠ મગચના છે પીલા, તુવેર દાણા મુકયા ધીલા,
વાલ ચોળા મુકે લીલા, લઈલો સરદાર.
ધુમધામથી=કરીશુ લગન મોટો જોજો સાહુકાર. ૩

સાક પાપડી ને રવૈયા, વાલોર વેગન છે સવૈયા,
તુરીયા તીંદોરા કવૈયા, માગી લીચોની કોઈ,
ન સરમાસો=વધારે ગવર કોહોલુ છે તો ખુસબોઇ.
દુધી કોબીજ લો વધારે, ઝમક દોરીને લલકારે,
સંકરકન સવાદે ભારે, ચીકા દોરીને જોઇ.
ગલકા બનેલા=મસાલે સાક મોગરીના તો હોઈ.

## સેર

ભીડા કારેલા કંટોલા, સુરન રતાલુ તલેલજી,
સીંગ ચોળીને ભમરડી, સેકતાની સીંગ રાખેલજી,
ફનસ પુલાવર ફાકડી, ફનસબી તેલે રેલજી,
કેલા કવડાબીત કાકડી, સેવડા ને સલગમ બેલજી.
બીલમડીને બતાતા, સફેત કોલુ ચીભડા લાતા.
ચેધારી ને સૈ ખાતા, લાગી પદોરા હાર,
ધુંથધામથી=કરીશું લગન મોટો જો જો સાહુકાર. ૪

તાંબોતા રાજીકડા સારા, દબલ બીને પીરસનારા,
હુલકર મુકે સર્વે પ્યારા, કેલ પુલ ત્યાઈ.
અલુ પાતરા=રાંઇતા લેજો તમે સહુ હરખાઇ,
વડી કચુંરી પાપડ, ઘોબરા તે લો ગડગંક.

ગાંઠીઆ સેવેની ગડગડ, લઇ લો ભાઇ,
મીઠઈ ખુમચા=મરફી બામુદી મસાલે પીરસાઇ.

## સેર.

શીખંડ પેંડા બીજ મકે, પુરીને કોપરાપાકજી.
ખાજા ખજુરી ખુરમે, ઘણી ઘેમરમાં તો દરાકજી.
મંજક માવો ને મલાઇ છે, જલેબી કેસર કાકજી,
માલપુડા ને કલી લાડવા, છે દહીંત્રામાં વાકજી.

સુતરફેણી ને મેસુર, હલવો બદામી મચકુર,
થોર સાંઠા છે ભરપુર, લે મેવા કનસાર.
ધુમધામથી કરીસુ=રગન મોટો જો જો સાહુકાર. ૫

ઘુઘરા અને સાકર દાણા, ગુલાબ જામ મુકે પીસતાના,
એલચીદાના કાજુ સ્યાના સીરા મેવાનો.
સાકર પારા=મોડીક મેવાથી બન્યો લઇ હરખાનો,

મંગદલ ગુદર પાકને લાવી, કેસરપાક મુકે સમજાવી.
અમરત પાક મસાલે ભાવી, પીરસે ભાનો;
ગોલપાપડી=રેવડી સેવ જમે કોઈ તો સ્યાનો.

## સેર.

પીરસનુ પીરસે ભાવથી, કારભારીનો છે ભાવજી,
ચટની અથાના રાઇતા, ચવે તો માગે લાવજી.
ભાજી ભાની ભલી જાતની, સહુને કહે છે ખાવજી,
તરકારી પીરસી લીલોત્રી, મીઠાઈ જમજો સાવજી.

જમન જમતા લાગે સારૂ, તેથી માને મનતો મારૂં,
ઘીમેથીને જમજો વારૂ, થયો ભાત તેયાર,
ધુમધામથી=કરીશુ લગન મોટો જોજો સાહુકાર. ૬

દાલ ભાત કઢી વાણી, જમજો રાખી મેરપાણી,
આપ્યા ગંગાજલ પાણી, જમી થયો મેરબાન.

પાન સોપારી=મુકી એલચી મુખવાસો દીલજાન,
વરને અંગુળ કરાવો, વરને ઘોડે તો ચઢાવો.
ગીત ગાઇ આનંદ થાવો, સાંભળજો કાન,
ઢોલી વગાડે=આવ્યો છે રજાક વાજુ વાગે ધીગતાન.

## સેર.

તાંસા તીકોરખાનું સહી, સ્રીઓ મંગલ ગાઇજી,
પુલ હાર બટનને મોગરો, આપે જાન્યા મલકાઇજી.
વરઘોડો ચાલે હોંસથી, આવી મંડપે પધરાઇજી,

સાસુ જમાઇને પોહકતી, મનમાં ઘણી હરખાઇજી.
કન્યા રૂપે છે સારી, મામે મંડપે પધારી,
બ્રાહ્મણ ભણે હુસીયારી, ફેરા મંગલ ચાર.
ધુમધામથી=કરીશુ લગન મોટો જોજો સાહુકાર, ૭

હોસે જમાંડી જાનૈયા, આપી પેહરામણી મનૈયા.
ખુબ ઠાઠથી બનૈયા સામાસામી પીરે ગાલ,
વરને કન્યા=બેઠા મોટરમાં સોભે છે તતકાલ.

વાજા શેપથી વાગે, ઘેર ચાલ્યા સોભા લાગે,
ખુસબકતી સર્વે માંગે, છુતે તંકસાલ.
આવી ઘરમાં=વર કન્યાને ઉતારયા લઈ સંભાળ.

## સેર,

રૂડો દીવસ લગન તનો, દુન્યામાં કરજો નામજી,
સગા વહાલાને વલાવ્યા, આપી ઇનામો દામજી.
પ્રેમ થકી પુત્ર પુત્રીને, પરણાવો સહુનું કામજી,
જગતનો લાહાવો લઈ લીયો, પ્રભુ ભજે મણીરામજી.
દાસ ગાએ પ્રાણજીવન, કરો લગન ધનધન,
હીરાલાલ પરસન, નાસી ગયા ગમાર.
ધામધુમથી=કરીશુ લગન મોટો જોજો સાહુકાર.



# પારસીભાઈઓનો સંજાણમાં મીલાવડો.

## રંગત જડકી લંગડી.

પારસીભાઈને શોખીન જાણે, ગયા ધરમના મકાણે,
વાત કહું છું સંજાણે, આબરૂ વાલા થઈ;
બંદગી કરવાને=જાય છે તેમાં તોફાને. કીધાં કંઈ–ટેક.

મોદી જીવનજી શેઠ, કીધી સ્પેશીયલની વેઠ,
અરજી કીધી તેને ઠેઠ, બી. બી. રેલવે ગણી.
ટ્રાફીક સુપ્રીટેન=અમારી અરજી માનથી લેજો ભણી,

કામ ધરમનું છે માટે, જાવું સંજાણે તો નતે.
કહું તમને હું તો જાતે, લેવો છણા છણી,
એ સ્પેશીયલ=પંદર ફેબ્રુઆરી વીસ તમ તણી,

સેર.

અરજી પર સેહેરો માર્યો, જાનો સ્પેશીયલ તમને મલે.
પંદર તારીખે આપશું, તમે જાજોની સુખે ભલે.
તમે કોલાબેથી બેસજો, નાંખુ છું માસ્તરને ગલે,
સવારે પાંચજ વાગતાં, ઉપડી જશે દીવા બલે.

આમણ સામણ શોકીન થયા, ખુશી થઇને ઘેર ગયા,
હવે વીચારોમાં રહ્યા, સહુ સામન લઇ.
બંદગી કરવાને=જાય છે તેમાં તોફાનો કીધાં કંઈ. ૧

ગાડી રવીવારે જશે, ગીરદી પારસી બાનું થશે,
નહીં બેસવા જગા હશે, માટે નીકલો બેહાર.
શનીવારની=રાતની સેવન ડાઉનપર પડીજી ધાર.

ગયા કુલાબે તો થોડા, પારસી ઓીઓના જોડા,
મારે પેસીનજરને ગોડા, ઉતારી દીલદાર.
હીંદુ બાપડા=બીજા સમજી ને ગયા સવારે વીચાર.

## સેર

ગાડી કુલાબેથી ઉપડી, રાતે સાડા નવે જાય છે,
સુરત બારોડ થઇ કરી, તે અમદાવાદ પહોંચાય છે'
તેમાં ભર્યા સહુ પારસી, જાવું સંજાણે તો કહેવ ય છે,
સવેં સ્ટેશન ઉભી રહે, મહુજા તોફ.ની મલકાય છે.

બારી કાચ ફોડયા મોટી, સાંકળ ખેંચે ગાડી ખોટી,
રસ્તે નાકે ઉભી જોટી, મહારી પાઘડી ગઇ.
બંદગી કરવાને=જાય છે તેમાં તોફ઼ને। કીધાં કંઇ. ૨

ધીમેધીમે પાલઘર આવી, ચાહ પીવાને તો ફાવી,
બધી તોફાની મચાવી, પડી ધાર હરી.
ચહાવાલાને=બાજુપર કહાડી કીતલી લીધી ખરી,

વગર પૈસે ચાહ તો પીધી, રકાબી તો ફોડી દીધી.
કપ નુકસાની તો કીધી, થાયે કરા કરી,
બહાર જઇને=લાવ્યા લાકડા ગાડીમાં દીધા ભરી.

## સેર.

સહુ ગૃહસ્થી જોયા કરે, નડી કરે કોઇ પંચાતજી,
એવી રીતે તોફાન ચાલતા, નીકલી ગઇ સહુ રાતજી.
ચાર વાગે સંજાણ આવ્યા, ત્યાં પણ કરે ઉત્પાતજી,
નામોશી કોમોને થશે, એમ કરે સર્વે વાતજી.

ગાડી બે કલાક થઇ મેડી, નથી પેસીંજરો જોડી,
કરે ગાર્ડ વીચારો દોડી, ખાલી થઇ હંઇ.
બંદગી કરવાને=જાય છે તેમાં તોફાનો કીધાં કંઇ. ૩

તારીખ પંદર રવીવાર, ફેબરવારી દીલદાર,
ઓગણીસોને વીસ ધાર, સ્પેશીયલ છુટી.
સ્ટેશન કુલાબા=પાછી વાતોને કહું સાંભળો ઘુટી,

ગાડી સ્પેશીયલ બે દોડે, પાંચ વાગે ઉપડી જોડે.
આવી પાલઘર જેવી ઘોડે, હોટલવાલો પુટી,
બેઉ ગાડીના=તોફાનો કરે જઇને ચાહ તો લુટી



## સેર.

ગાડીમાં મસ્તીઓ કરે, નહીં બારણા બારી ફોરજી,
વળી બીંગલો સહુ વાગતા, કરતા તો શોર બફોરજી.
જેમ તેમ સંજાણ આવ્યા, પગમાં તો રાખી જોરજી,
વળી ભૂખ તો લાગી રહી, બીજાના નાસ્તા ચોરજી.

પારસી ભણેલા ગણેલા, જુઓ તેમાં સુધરેલા,
ત્રીજા છે તો છટકેલા, આપો પૈસા પઇ.
બંદગી કરવાને=જાય છે તેમાં તોફાનો કીધાં કંઇ. ૪

થંભ બનાવેલો માન, આવ્યા ઈરાનથી સંજાન,
તેનો કીધી છે નીશાન, જોઇ બંદગી કરો.
જરથોસ્તીઓ=ખુદાને કહો અમારા દુઃખ હરો,

કેટલા કરે બંદગી સારી, ખુદા જશે તે પર વારી.
તેના નામની બલીહારી, ખુદાથી ડરો,
ભકિત કરી લો=કેટલા તોફાનીમાં પડયા નરો.

## સેર

મુંબઇથી ગએલા શેઠીયા, વલી તોફાનીઓ સઉ ડરે,
મહોઢું તેનું તે જોઇને, વલી પાછાં પગલંઓ ભરે.
એરી રીતે ચારજ વાગીયા, સ્પેશીયલો પાછી ફરે,
ધામધુમથી પાછા આવીયા, પાલઘર હોટલ ખબરો કરે.

કપ રકાબીનું બીલ, ચાહા તેની સાથે સીલ,
કરી લીધું એક દીલ, મોકલશું જઈ.
બંદગી કરવાને=જાય છે તેમાં તોફાનો કીધાં કંઇ. ૫

બી. બી. રેલ્વે પુછે જાણી, કીધી ગાડીની નુકસાણી,
બીલ કરશું મન માણી, સુણો આજનો હાલ.
આજ પછીથી=સ્પેશીયલ મળવાની મોટી જંજાલ,

મોદી જીવનજી પંચરાજ, અને આપો શીરતાજ,
રાખી પારસીઓની લાજ, એવા છે કંઈ લાલ.
નાણું તમારા=ચુકવશું રાખીને એમો દીલમાં ખ્યાલ,

## સેર.

નવસોનું બીલ રેલ્વે તણું, જીવણજી ચૂકવે હામજી,
રૂપીઆ ત્રીસ મે કલાવ્યા, ચાહ્યા વ.લો પાલઘર નામજી.
કહી દાદાભાઈ ઘરડાં થયાં, કરો નેકીના તો કામજી,
મણીરામ કહી સ્વર્ગે ગયા, કાલીદાસ નામ તમામજી;

કહે પ્રાણજીવનદાસ, તારી તોડી નાંખી આસ.
પુછે ભગવાનો ખાસ, જાજે જુવાબ દઈ,
બંદગી કરવાને=જાય છે તેમાં તોફાનો કીધાં કંઇ. ૬



# મુંબઈનું તોફાન,

## લડે ભાઈ ભાઇને રાંડે ભોજાઈ.

### રંગત જડફી લંગડી.

થયું મુંબઇમાં તોફાન, પારસી હીંદુ મુસલમાન,
સાંભળી લેજો તમે કાન, અફસોસ કરી.
જમરા જાએ=કઇકોના પ્રાણ લીધા છે બાઠ ભરી—ટેક

તારીખ સત્તર નવેમ્બર, ઓગણીસોને એકવીસ સર,
નહીં ગુરૂવારનો ડર, મન ઉમંગ ધરો.
રાજપુત્ર તે=આવી મુંબઇમાં ઉતારો લીધો ખરો.

કપડા બાળવાની બોલી, સળગાવી તે દી હોલી.
ઘણી મલી હતી ટોળી, બાળી મૂકયા જરો,
દસ વાગામાં=સહુવારે ચાલ્યા ખુશીથી સર્વે ઘરો.

## સેર.

સ્યાણા તો સમજી ઘર ગયા, વળી બીજા કરે તોફાનજી,
ટોપી લોકોની ઉંચકીને, કરવા લાગ્યા નુકસાનજી.
સાથેના લોકો ચાલતા, કહે નહી કરો તો દબાનજી,
ટોપી બાળી રસ્તે પડે, નહીં રાખે કોઈનું માનજી.

કહો પરેલનો મેં હાલ, ગઇ મુંબઇઓમાં ઝાલ,
આવી ઉભો સહુનો કાલ, નહીં મોતથી ડરી.
જમરાજાએ=કઇકોના પ્રાણ લીધા છે બાથ ભરી. ૧

ગયું મુંબઇમાં રમખાન, યાહુદી પારસી ખ્રીસ્તાન,
સમજી લેજો મહેરબાન, કીધું એકજ મન.
સફેદ ટોપીના=માણસને મારી લુંટી લીએ તન ધન,

એવો થઇ રહ્યો પોકાર, ચારો દીસાએ ગુલજાર,
પડે સર્વે કોમને માર, લાકડી વાગે તનનન.
એક બાજુ પર=મુસલમાનો ને હીંદુના સર્વે જન.

## સેર.

ભુલ છે સૌ સૌ તણી, સર્વે તો સમજો વાતજી,
એપોલા બંદર પર થયો, વલી નાચ ને ખુસી જાતજી.
કીધો નાચ ને ખુશી થયા, નહી કરતા કોઇ ઉત્પાતજી,
સર્વે તો એમ સમજી ગયા, કરે પારસીઓ તો ઘાતજી.

માટે વધી ગયું વેર, ઘુસ્યા પારસીઓને ઘેર,
ઘણો થયો હવે કેર, નહીં વીચાર જરી.
જમરાજાએ=કઇકોના પ્રાણ લીધા છે બાઠ ભરી, ૨

આવી પીલાઉસ તો જોડે, રાણજી અગીઆરી તો મોડે.
હીંદુ મુસલમાન દોડે, કરવાને કડાર.
આતસ અભડાવા=તેથી અજ્ઞાન પણાનો કીધો દેર.

વીસ હજાર માણસ મલી, રસ્તા રોકી દીધી ગલી;
ધામધુમ કરે વળી, થઇ રહયો ઘમઘોર
પારસી લોક તો=ધરમને ખાતર રાખી પણમાં બહુ જોર.

## સેર.

અજ્ઞાનપણું છોડી દો, ધરમોથી વેલ જમેલજી.
કોઇનો આતશ કોઇનો ખુદા, કોઇનો છે રામ રમેલજી.
સહુનો તો ઈશ્વર એક છે, કેમ કરો ભુલ ભમેલજી,
નીરંજન સર્વેમાં વસે, ઘટમાં છે તો સમેલજી.

આતશ રોશનને ઉઠાવી, ડુંગર વાડીએ મુકાવી,
ધરમ દેવને બચાવી, સહુ કહે હરી.
જમરાજાએ=કંઇકોના પાણુ લીધા છે બાથ ભરી. ૩

કીધો પારસીએ વીચાર, મરી જઇશું હવે ઠાર,
માગી પીસ્તોલો તે વાર, સરકાર કહેવાઇ.
એક પીસ્તોલે=રૂપીઆ અવેજે તો ડીપોઝીટ દેવાઇ,

બચાવ ખાતર આપી જેને, જીવ બચાવી તો લેને.
એ તો મારે જેને તેને, મરા ગયા વેવાઇ,
રસ્તે ચાલતા=અજાણ્યા તે તો લોકના જીવ લેવાઈ.

## સેર

એવો જુલમ વરતાવતા, નહીં કોઇ તે હરાઇજી,
સૌ તો ચાલે ચોમેરથી, પથરા તો સાથે મરાઇજી.
મોટર તો બાળી મુકતા, મારેથી ન તે ધરાઇજી,
એવી રીતે મારો ચાલતા, કોઈ મરે કોઈ ઘભરાઇજી.

દુકાન હતી નવસો દારૂ, ભાંગી અઢીસો વીસ્તાર,
આગ લગાડી ધીકકારૂં, ચાલે ધરાધરી.
જમરાજાએ=કઇકોના પ્રાણુ લીધા છે બાથ ભરી. ૪

ફનસવાડી હવે લઇએ, મોટા આતસ બહેરામ છઇએ,
ધરમ મહેલ પાસે જઇએ, હીંમત ધરજો,
સખત કુલ્લડો=જરથોસ્તીયો તમે તો ના ડરજો.

સર્વે જાત ભેગી મળી, કરે હુમલાઓ તો હલી,
મારકુત તોડે નળી, મહેનત કરજો.
ધરમને ખાતર=આતસ સાચવી સહુ સાથે પૂરજો.

## સેર.

ધે બીતશાવ આતશબેરામ જે, ત્યાં ટોળાં સર્વે વરણુજી,
પારસીનો કબજે થઇ પડયો, કોઈ મરે કોઇ ધરણુજી.
સામાસામી ફટકા ચાલતા, દુઃખાવે અંતઃકરણુજી,
સહુ પોકારો તો થઇ રહ્યો, હવે ધ્રુજવા લાગ્યા ચરણુજી.

કોઇ સફેદ ટોપી મારે, કોઈ કાપીને ફટકારે,
જુલમ વરતી રહ્યો ભારે, કેઇ લીએ છરી.
જનરાજાએ=કઈકેના પ્રાણુ લીધા છે બાથ ભરી. ૫

પારસી રૂઠયા હવે જોઈ; મોમેડન હીંદુ કોઈ.
મરી ગયા સર્વે ત્યાંઈ, અંગ થરથરે.
ચાલે લાકડી=મારે પથ્થરને ઘાએલો ઘણા કરે,

નહીં જુએ વરણુ જાણી, મરતા પીએ નહીં પાણી.
પોલીસ મરવા લાગી રાણી, સઉ સહેર ડરે,
પચાસ હજારો=સામા સામી હુલડમાં ભાગ ભરે.

## સેર.

મોટરમાં તે પૂરતા હતા, ગાંધી સરોજની નારજી,
સ્વરાજના અધીપતી, સર્વે તો કરતા વારજી.
હાથ જોડીને વીનંતી કરે, નહીં મારો કોઇને મારજી,
પારસી પંજામાંથી છુટી, સરોજની ગાંધી દીલદારજી.

કરવા લાગ્યા તે અટકાવ, રૈયત સીધી ઘેરે જાવ,
નહીં વહાલામાં ફટકાવ, ચાલે તરાતરી.
જમરાજાએ=કઇકેના પ્રાણુ લીધા છે બાથ ભરી. ૬

પાંચમે દહાડે સોમવાર આવ્યા, મીટીંગ કરવાને તો ફાવ્યા
ત્યાં ગાંધીને બોલાવ્યા, ધોબીતલાવ ભણી.
જરથોસ્તીઓ=કહે છે કરો શાન્તી તમે આજ તણી.

ગાંધી કહે થઈ મઘન, લીધા સર્વે તે સોગન.
બેસી મોટોરોમાં જણ, ચાર જાત ગણી,
ચાલી સપાટે=મુંબઇ સહેરમાં મોટર તો ફરે ઘણી.

## સેર.

રૂમાલ તે ઉડાવતા, બાવટાનો છે તો તાલજી,
ચાર કોમમાં દોસ્તી કરો, રાખો સહુની સંભાલજી.
એમ કહીને મોટર દોડતી, સહુને લાગે વીકરાલજી,
ટ્રામવાલાને તાર મુકયા, ચલુ કરી તે હાલજી.

અગ્યાર વાગે તે ચલાવી, દુકાન સર્વેની ઉઘડાવી,
ગાડી ઘોડાની હંકાવી, નહીં પડતા લહરી.
જમરાજાએ=કંઇકોના પ્રાણ લીધા છે બાથ ભરી. ૭

દારૂવાલા નુકશાન ભારી, મીઠાઈ તુટી દુકાન સારી,
ઘડીયાલો ફોડી મારી, ચોરી કરી ગયા.
આગ લગાડી=ભાઈ ભાઇની અંદર દુશ્મન થયા,

પારસી છોડયું છે ઇરાન, તેરસો વરસ કહું મન.
થઈ સર્વેથી પીછન, આવી દેશો રહ્યા,
પીસ્તોલ હાથમા=તેથી ભાઇઓના ઉપર નહીં આવી દયા.

## સેર

પચાસનું મરણ થયું, અઢીસો ઘાએલ સંભળાઇજી,
ગોલીએ નુકસાનો કીધું, લઈ મુઆ બે ભાઇજી,
ભુલ ભરી સહુ વાત છે, કરી દોસતી તો જણાઈજી,
દાદાભાઇના કીરતી કરો, દુશ્મનના નામ ગવાઇજી.

ગાએ પ્રાણજીવન તમામ, મઢ્ઢારો ઉસ્તાદ મગ્નીરામ.
કરૂં સાહેરીનું કામ, જુગામ દેજો ફરી,
જમરાજાએ=કઇકોના પ્રાણ લીધા છે બાથ ભરી. ૮



# મુંબઈ કાપડ મારકીટમાં લાગેલી ભયંકર આગ.

## રંગત જડકી લંગડી.

શાહેર મુંબઇ છે સવાઇ, કાપડ મારકીટ બળે ભાઇ,
મુલજી જેઠાની કહેવાઇ, સમજો દીલ જાન.
૭ તો કરોડનું=થયું છે કાપડ મારકીટમાં નુકસાન—ટે૦

તારીખ બાવીસ ગુરૂવાર, રાતે આઠાનો સુમાર,
જુલાઇ મહીનો છે દીલદાર, ઓગણીસો વીસ.
એકાએકથી=મારકીટો બળે વેપારી પાડે ચીસ,

દરશન કેવું સારૂં ભાલે. અંદર ભડકા બહુ ચાલે.
આગ મોટી વધી લાલે, થઈ ગીરદી ખીસ,
ટેલીફોન તો=કીધા છે બંબાવાલા પર જગદીસ.

## સેર.

ટેલીફોન તરત મૂકયા, તે કોટમાં ખબર ગઇ,
બંબા ત દોડી આવ્યા, સહુ સાહેબો સાથે થઈ.
પહેલો ભુલેશ્વરનો આવ્યો, પાયધુનીનો ઉભો જઈ,
ભાયખલા બંબો જોરથી, પછી માહીમનો આવ્યો લઇ.

બંબા આઠ આવી ઉભા, પાણી ખોલે છે મન સુભા,
બચો વેપારીએ દુભા, જેવું બળે સમસાન,
૭ તો કરોડનું=થયું છે કાપડ મારકીટમાં નુકસાન. ૧

બજીઆ ગલીમાંથી લાગી, લેન પકડી સર્વે જાગી,
આગ વધતી ચાલી નાગી, સઉ જુવે ફરી.
બબા વાલાએ=મારે છે પાણી રૂપ વીકરાલ ધરી.

વધતી ચાલી હારોહાર, આગે ન રાખ્યો સુમાર,
ઇશ્વર પર આધાર, કહે સરવે હરી.
એક વેપારી=નથુ શેલાભાઇ ધરતીમાં ગયા મરી,

## સેર.

આઠ બંબા પાણી છેડતાં, વલી આગ તો તરસી હતી.
સહુ પાણી મૂખમાં આવતાં, તે સર્વેને તો પી જતી,
પાણી પીને વધતી ચાલતી, કોઇના કાબુમાં નહીં થતી.
આગ જોઇ છાતી ફાટતી મલ વાલાની તો ગઇ ગતી,

કોઈ આવે હોલવે આગ, કેટલી ચોકીનો છે લાગ.
લઈને કરે નાસ ભાગ, કરે પોલીસ ધ્યાન,
આ તો કરોડનું=થયું છે કાપડ મારકીટમાં નુકસાન. ૨

મારકીટ જાણે મોટું શહેર, અઠંગો દુકાનોથી મહેર,
કરે વેપારી સહુ લહેર, વીસ હતી ગલી.
ચીકા ભરેલુ=જાત જાતના કાપડ સહુ ગયા બલી.

કાપડ હલકું મોંઘું ભારી, ચાર આનાથી વીસ્તારી.
દસ રૂપીએ વાર ધારી, અગનીમાં જલી.
ફુટે પેટીઓ=ભરેલી દુકાન ન રહી એક સલી,

## સેર

કોપ છે ઇશ્વર તણો, આગે લીધું રૂપ વીકરાળજી,
સર્વે ગલી ફરતી હતી, દેખાએ મોટી ઝાળજી.
ગલી બાર સહુ બળતી હતી, આઠ ગલીને સંભાળજી,
વીસમાંથી આઠ બાકી રહી, છે બંબા તેના કાળજી.

નવ કલાકને સુમારે, લીધી કબજે આગ જ્યારે,
મહેનત સરકારોને ભારે, ભુલી ગયા તે ધ્યાન.
છ તો કરોડનું=થયું છે કાપડ માર્કીટમાં નુકસાન. ૩

આજુ બાજુ સર્વે ચાલ, મોટા માલાની જંજાલ,
સહુને પડે પેટમાં ફાલ, હવે કેમ થશે.
અગની દેવો=નાખા મારીને ઉતરી આ સર્વે જસે.

કેઈ ઇશ્વર ધ્યાન ધરે, પ્રભુ બચાવોજી હરે.
જોઇને દોડાદોડ કરે, નહીં ધીરજ વસે,
કેટલા માલાઓ=આગના પંજામાં તો વીટલાયા હસે.

## સેર.

માર્કીટવાલા સહુ શેઠીયા, ભારા ખાય છે દીલદારજી,
લાલચ સહુ ભાડા તણી, ભીંત જગે પાટીયા મારજી.
કામ કર્યું તે સર્વે કરે, ન અગ્નિનો વીચારજી,
કાપડવાલા નુકસાનીમાં, તે રડતા છાતી ફારજી.

મારકીટવાલા નહીં હરગે, ત્રણ દીવસ સુધી સલગે,
કાપડ ભીજે પાણી વલગે, થયાં છે હેરાન.
છ તો કરોડનું=થયુ છે કાપડ મારકીટમાં નુકસાન. ૪

પાંચસો બળી ગઈ દુકાન, ઘણું થયું છે સમખાન,
સર્વે થયાં છે બેભાન, દીલદારો તમે.
થયા રખડતા=વાણોતર નોકર મહેતાજી આતો સમે,

હતી તીજોરી પંચાણું, નવ બળી છે કહેવાણું.
બાર નુકશાની લખાણું, ગણી લેજો ગમે,
એગ મેળવી=વગર નુકશાને ચુંઓતેર કહીએ અમે.

## સેર.

સરદાગીના ને ચોપડા, છે રોકડ સહુ બળી ગયા,
પાંચ વરસોથી તે કમાએલા, એકમાંથી તો ચારો થયા,

રીતથી નફો તમે કરજો, ઇશ્વર સહુ રાખે દયા,
મણીરામ કહે સમજી લીયો, અભીમાન ને વળગી રહ્યા.

દામ પ્રાણજીવન બનાવે, થએલું નુકશાન ગણાવે,
છદ માકરકીટના સુણાવે, નહીં કરતા ગુમાન.
છ તો કરોડતું=થયું છે કપડ માકરકીટમાં નુકશાન. ૫



# જાપાનમાં જવાળામુખી ફાટી.

## રંગત જડફી લંગડી.

જાપાન શહેરો ગંભીર, સમજો રાખી તમે ધીર,
મરી ગયા કંઇ વીર, જમે કીધા છે થાર;
પ્રભુ કોપથી=જાપાની બળી મુવા સહુ નર ને નાર-ટેક.

તારીખ સપ્ટેમ્બર ત્રણ, ઓગણીસો ને વીસ સન,
કહું સોમવારનો દન, નુકશાન જવાન.
એકાએકથી=ઇશ્વરી કોપ થયો આજે બલવાન,

ધરતીકંપ થયો ભારી, ફાટી પહાડને વીસ્તારી.
જવાળ નીકળી રૂપધારી, ગભરાએ ગુણવાન,
ચોતરફમાં-ફેલાઇ અગની બળે ભજતા ભગવાન.

## સેર

જાપાન જવાળા પાહાડ છે, તેનો કહું સુણો હાલજી,
વીસ પચીસ વરસે ફાટે છે, તેમાંથી નીકલે જવાલજી.
કરતું કરાવે સરધણી, જયારે રીસે છે ગોપાલજી,
પુન પાપની સરખામણી, મારે જીવાડે તે દયાલજી.

દુઃખ આવ્યું જેવું તીર, નાસે માણસો જન જીર,
જવાળ ચોંટે છે શરીર, પામે મરણ પાર.
પ્રભુ કોપથી=જાપાની બળી મુવા સહુ નર ને નાર. ૧

રાજધાની તોકીયો શહેર, કરે કોબીમાં સહુ લહેર,
જવાળા ચલી ચોમેરર, ગ્યાસલેટ વલી.
ટાંકી ભરેલી=સ્પ્રીતો બળે જાણે કંઈ દીવાસલી,

થયો ધુમાડો ઘમઘોર, બાધા માણસો ને ઘોર.
સરવે કરે છે બકોર, રસ્તો ના મલી,
કાલ પંજામાં-સપડાઈ નાંખી જાલ તે ગયા બલી.

## સેર.

જોઈ અગ્નીને આધાર લીધો, તે રતનાગરને પારજી,
જઈ સાગરમાં ઉભા રહ્યા, આવી કાલ કીધો વીચારજી.
બચાવજો પ્રભુ સહુ, એમ સર્વે કરે પોકારજી,
દુઃખનું તે બેલી કોઇ નહીં, ઉલટો સાગર તે વારજી.

સાગર કીધી મોટી માયા, રહીલા બાકીના તનાયા,
પાણી પુરમાં ઘસડાયા, થયો હાહાકાર.
પ્રભુ કોપથી=જાપાની બળી મુવા સહુ નર ને નાર, ૨

જર માલ તે તો ગયા, ઘરબાર વગર થયા,
જીવતા નુકસાનીમાં રહ્યા, ધણી વગર થઇ.
ઓ જગ ઇશ્વર=પુત્ર માતા શોધે સહુ ગલી જઇ,

રાજધાની જાપાની, કરી નાંખ્યું ધુલધાણી.
કરી સહેરોની હાની, અગ્નીએ લઇ,
રહેલા કોઇ જન=શોધે કુટુંબ પાસે ના એક પઇ.

## સેર

સહુ શહેરમાં ખબર ગઇ, છે અમેરીકન પાસજી,
વીલાયતમાં ખબર જતાં આપી રહેવાવોને આસજી;
આજુબાજુથી સહુ ટોપીઓ, મેગ બોટ મે કરી ખાસજી,
ખાવાનું તે મોકલાવતા, ચાલી [illegible]જી;

ઘરમાં માણસો ઘણાં, કોઇ જીવે કોઈ ફણ્યા.
નાસી ગયા કંઇ જણા, કહું વારમવાર,
પ્રભુ કોપથી-જાપાની બળી મુવા સહુ નર ને નાર. ૩

બાજુ વાલા ખબર આપે, થરથર સર્વે કાંપે,
સાંભળી થાએ સંતાપે, તમે લેજો સરણ,
હરી યાદમાં-ગાઇશું ગુણ તમે દુઃખ કરો હરણ.

જવાળા લાંબી પહોળી ભારે, બસો ગઉનો વીસ્તારે,
આવે અડફતમાં તો મરે, દુઃખે અંતકરણ.
કાલ જાલથી-પંદર લાખો માણસના થયા મરણ.

સેર.

જમરાજ જાપાને જઇ, માર્યો જીવ નો તનજી,
ઇશ્વરે જવાળા બંધ કરી, શહેરો બની ગયા રનજી.
દાદાભાઇ ॥ કીરતી કરો, મણીરામ સાહેર ધનજી,
કાલીદાસ તથા ભગવાન છે, તુરાના છંદ પરસનજી.

ગાએ પ્રાણજીવનદાસ, હીરાલાલ પુછે ખાસ,
ગોકલ અષ્ટમીનો માસ, ઓગણીસાની હાર.
પ્રભુ કોપથી-જાપાની બળી મુવા સહુ નર ને નાર. ૪



# સટ્ટાનો વેપાર થયા લાચાર.

## રંગત જડફી લંગડી.

તમે સમજો દીલદાર, મુકો સટ્ટાનો વેપાર,
એ તો કહેવાએ જુગાર, કંઇ ગયા મરી;
સટ્ટે ખુવારી-દુખેલા દરીયે કુવે ઝેર ખાઈ છરી-ટેક.

સટ્ટો અફીણનો કહેવાય, કલકતે વેચાણ થાય,
રૂપીઆ મુંબઇમાં ભરાય, રોકડ તો ગણી.
ચાલો સમજોને સટ્ટાની ચાંકર હારે સઉ ધણાધણી.

રાતદીન સટ્ટો કરે, તે તો સ્વપ્ના ઉપર મરે.
રોજ જઇને સટ્ટો ભરે, સહુ મુરખ બણી,
જશે કમાણી=જાયે રૂપીયા ઘરમાંથી ખનાખણી.

## સેર.

આજે ગયા કાલે લાવીશું, એમ રોજ ચાલે વીચારજી,
હાય હાયરે સટ્ટો કરે, નાણુંનો પડીયો મારજી.
કમાણી સરવે જાય છે, ખુમ ભાડાવાલો પારજી,
દાણાવાળાને વાયદો કરે, સાહુકારો છે તો ઉધારજી.

તેજી મંદી રમે જોટો, તેને કહે સર્વે મોટો,
નથી પાણીનો તો લોટો, ખોટ આવી ખરી,
સટ્ટે ખુવારી=ડુબેલા દરીયે કુવે ઝેર ખાઇ છરી. ૧

એકકો જોરથી ઘરેલો, ધુમધામથી કરેલો;
ડખલ તબલથી ભરેલો, સ્ત્રીને ગલે;
હાથ મૂકીને=કહે સ્ત્રીને દાગીના લાવો ભલે.

બેરી ના કહેવા તો લાગી, તમે છોવ તો અભાગી,
સરવે લોકો જુએ જાગી, બેસો એક થલે.
જલદી આપની=સાંજના લાવું રૂપીઆ રોક મલે.

## સેર.

પેટી ઉઘાડે જુલમથી, લીધો દાગીનો સહુ જાતજી,
લઇ કરી તે ચાલીઓ, મારવાડીને કહે વાતજી.
જલદીથી રૂપીઆ તો ગણો, આજે વ્યાજોમાં તો ખાતજી,
પાછા સાંજે તને આપીશું, મારવાડી કરે ઉત્પાતજી.

મુકયો એકો પુલવાડી, આજે બેશું ઘોડાગાડી,
એવું મનથી કરે ચાડી, બધા મુકયા હરી.
સટ્ટે ખુવારી=ડુબેલા દરીયે કુવે ઝેર ખાઇ છરી, ૨

એકો ગયો આવ્યો અઠ્ઠો, બૈરી કહે લેવો લઠ્ઠો,
જણુસ પહેરો હવે ઠઠ્ઠો, મુશ્કેલી થઈ.
વગર જણુસની=નાગી થઈ દુખીયારી કયા બેશુ જઇ.

મન રાખ તારાં મોટાં, આપણા નાણાં નથી ખોટાં,
રમું તેજી મંદી જોટા, નથી પાસેજી પઈ.
કાલે કમાશું-ફીકરની અંદર સર્વે રાત ગઈ.

## સેર.

મુંબઇમાં પ્લેગ ચાલતાં, સટ્ટાવાળા સુરત ગયા,
સહુ શેહેરોમાં છે પાટીયાં, માંડી દુકાનો સુખે રહ્યા.
મહીનાંના આંકો ચાલતા, વળી તેજી મંદી છેદયા,
ધંધો તો સર્વે છોડીને, સહુ સટ્ટામાં દાખલ થયાં.

રાંડી રાંડો ને જવાન, ગરીબ ભીખારી બલવાન,
રમવા લાગ્યા ગુણવાન, નહી બેઠાં ઠરી.
સટ્ટે ખુવારી=ડુબેલા દરીયે કુવે ઝેર ખાઇ છરી, ૩

સટ્ટે સહુને બનાવી, દીધા અભણુ ને ભનાવી.
કીધા ગરીબમાં ગનાવી, છે ખવાનો હાલ,
રમી રમીને=થયા દુખીયારા સાંભલો કહું છું લાલ.

દાબડા જણુસ વેચી રહ્યા, બંગલા ઘોડા ગાડી ગયા,
ઘણી મુશ્કેલીમાં થયાં, ખોટી જંજાલ.
આજ પછીથી=સટ્ટા નહીં રમતા કહું રાખો સંભાલ,

## સેર.

અફીણુ તેજી મંદી ચાંદી, સટ્ટો નહીં રમતા ભાઇજી,
સોનાનો સટ્ટો :કહેવાય, છે કાપડને સટ્ટે હાઇજી.
મુંબઇ સુરત અમદાવાદો, થએલા ગરીબ દેખાઇજી,
મણીરામ કહે સમજો નરો, બીજે વેપારે તો કમાઇજી.

કહે પ્રાણજીવન કરો, બીજે ધંધે પેટ ભરો,
નહીં સટ્ટામાં તો મરો, કહું ફરી ફરી.
સટ્ટે ખુવારી=ડુબેલા દરીયે કુવે ઝેર ખાઈ છરી, ૪



## બાવલાનું ખુન.

### સાખી.

એક થયું બાવલાનું ખુન, રૂવે જન તેની માઈ,
શું લખું બાવલાનો હાલ, કલમ મારી અચકાઈ.
હતો મુનસીપાલ મેમ્બર, બેસે ખુરશીપર ભાઈ,
તે હતો ઘણો ધરમીશ, સખાવત કરે સવાઈ.
જોઈ ગરીબ બચાવી લીએ, આપે તેને પઈ સાંઈ,
મણીરામ મારો ઉસતાદ, પીંગલથી કરૂ કવીતાઈ.

### ઘોસો.

રૂવે છે ઉરફે કમળા નાર,
બાવલો મારા ગલાનો હાર.
સદા તે કરતો મુંજને પ્યાર,
મલીશું ઈશ્વરને તો દુવાર,
પ્રાણજીવનદાસનું કહેવું છે,
પરેલ ભોઈવાડીમાં રહેવુ છે.

---

## મો૦ અબદુલકાદર હાજી દાઉદ બાવલા ખુન.

### રંગત જડકી લંગડી.

જુલમ જમનો કહેવાઇ, લેખ પ્રથમથી લખાઇ,
મુંબઇ શહેરો ઘભરાઈ, મોત થયું અનુન.
સમી સાંજના=અબદુલકાદર બાવલાનું થયું છે ખુન–ટેક.

આવી ઈંદોરથી નાર, ઘણી છે તો હુશીયાર,
બાવલે રાખી ઘરબાર, તેને પગાર કરી.
નર ને નારી=વાલકેશ્વર રહેતાં હતા બંગલામાં થરી,

નામ વિના કાગલ આવે, તેમાં મુમતાજને બોલાવે.
પાછલ બાવલાને સમજાવે, તમે રેજો ડરી,
નાર મુકી દો=વાત અમે લખીએ સઉ ખરે ખરી.

## સેર.

છુપા તે કાગલ આવતા, બાવલો તે બેદરકારજી,
મુમતાજને ખબર પડે, ગભરાતી કરે વીચારજી.
મહીના ઘણા નીકલી ગયા, બાવલો છે પઇસાદારજી,
કપટી કપટ કરતા રહ્યા, ટોળી મલી હુશીયારજી.

થોડા હીંદુ મોહમેદન, આવ્યા ઈંદોરેથી જન,
ફરે મોટર એક મંન, થઇ ગઇ છે ઝુંન.
સમી સાંજના=અબદુલકાદર બાવલાનું થયું છે ખુન, ૧

લાગ જોઇ લીધો આજ ઉચકી જવી મુમતાજ.
ફરે મોટર કરવુ કાજ, મન હીંમત કરે,
મોટર ગાડી=બાવલાની તેના પાછલ તો બીજી ફરે.

એમ ફરે જાગો જાગ, જોયા કરે તે તો લાગ,
આવ્યો વાલકેશ્વરનો ભાગ, ત્યાં મોટર ઘરે.
મારી થોકર=અટકાવી મોટર તોલી તો નહીં ડરે,

## સેર.

અટકી મોટર બાવલા તણી, બેથેલા માણુસ તનજી,
બાવલો ને મુમતાઝ સાથમાં, કારભારી મેથ્યુ પનજી.
બીજી મોટરથી ટોલી ઉતરી, પાચ સાત સર્વે જનજી,
ગોલી ચલાવી જોરમાં, બાવલાને કીધો ઘરનજી.

પડે મેથ્યુને માર, આપ્યો ઉભો તેની વાર,
કરે મુમતાઝ પોકાર, ઘાવ છરીથી સુન.
સમી સાંજના=અબદુલ કાદર બાવલાનું થયું છે ખુન, ૨

અવાજ પીસ્તોલનો ભારી, ગોરી કમળા રૂવે નારી.
ઉરફે નામ લીયો ધારી, સહેરી નાસે જુવાન,
ત્રીજી મોટર=આવીને ઉભી જગે સમજી તોફાન.

ઉતરી સાહેબ એ આવી, કમળા બાઇને બચાવી,
સફી મહમદને પકડાવી, કીધી બાહાદુરી માન.
ટોલીમાના=મારે છે એ સાહેબને ગોલી બાન,

## સેર.

સીગારત ગોરો બહાદુર છે, લેફટન છે તે ભાઈજી,
બીજો સાહેબ મદત કરે, નાઠી ટોલી નહીં પકડાઈજી,
નાસતા તે ગોલી મારતા, જખમી તો ચાર ગનાઇજી,
બેભાનથી બાવલો પડયો, બે ગોલી સરીર માંઈજી,

લીએ પોલીસ સંભાલ, ચાર ગયા ઇસ્પીતાલ.
લખી જબાની સઉ હાલ, લાગી સઉને ધુન,
સમી સાંજના=અબદુલ કાદર બાવલાનું થયું છે ખુન. ૩

સોમવાર જાનેવારી, તારીખ બારમી ઉધારી,
સન પચીસની હુશીયારી, થઇ છે હાની.
ઇસ્પીટાલમાં=સારવાર કરે ડાકટરો મનમાની,

મરણ બાવલાનું થયું, મુમતાઝ દુખ રહ્યું.
સીગારટનું સુખ ગયુ, સઉ છે જ્ઞાની,
મેથ્યુ સીકમા=ત્રણ માણસ જોખમમાં લીયો જાની.

## સેર.

પોલીસ તપાસ કરતી રહી, સોધી બાહદુરીની વાતજી,
નાસી ગએલા તે સહુ, ઇંદોરમાં છે એ જાતજી.

સીગારતે જઇ ઓલખાવ્યા, સર્વે મલીને સાતજી,
પકડી મુંબઇમાં લાવ્યા જેલ ડુંગરીની પ્રખ્યાતજી,

ચાલે કોરટમાં કેસ, જોવા જાય સહુ દેશ.
આવ્યો હીનસાબોનો તેસ, સાખસીનું છે પુન,
સમી સાંજના=અબદુલ કાદર બાવલાનું થયુ છે ખુન. ૪

સીગારતની જુબાની, કમળાબાઇ ઉરફે રાણી,
મેથ્યુ કહે મન માણી, જુરી જજનો મત,
ત્રણને ફાંસી=ચારને હુકમ કાલા પાણીનો જત,

ખરેખરો હીનસાબ, ખુનપર ફાંસીનો છે દાબ.
ઇગલીસ બાહાદુરોનો જવાબ, ખુનનો છે વખત,
સાડાસાતનો=જજમેંટ આપી દીધું છે ઝટપટ.

સેર,

પ્રજા સહુ ખુસી થઇ, મેહની તારીખ તેવીસજી.
ચાર મહીના બાર દીવસથી, ચુકાદો આપ્યો ઠેઠજી.
સફી મહમદ પેહેલો સહી, પુષ્પશીલો બલવતજી,
સામરાવરાવજી દીધે છે, ત્રણને ફાંસી કહે જજજી.

ચાર કાલા પાણી ગયા, નામ બતાવું છું રહ્યા,
નહીં સગા કોઈ થયા, લીધું વૃત મુન;
સમી સાંજના=અબદુલકાદર બાવલાનું થયું છે ખુન. ૫

બાહાદુરસાને મહમદ, ગઇ અકબરોની જડ,
અબદુલ લટીફ ગડબડ, પાણી કાલાને.
ચોથો હીંદુ=આનંદરાવ, ગંગારામ ફનસે ગાને,

કીધી નારાજે અપીલ, થઇ વીલાતોમાં સીલ.
કેસ પડી રહ્યો ધીલ, કહુ મેરબાને
કેસ તપાસી=અપીલમાં મલસે ચુકાદો ઘર ક્યાને.

સેર

અપીલ છે અંગ્રેજ ગામમાં, જવાબ આપ્યો થામજી,
ચુકાદો હાઇકોરટનો, જજમેન છે તે જામજી.
ઓગનીસ ગુરૂ નવેમ્બરે, દીધી એને ફાંસી કામજી,
કેવુ દાદાભાઇ એક સીકમાં, મારો ગુરૂ છે મણીરામજી.

બાકી હોઇ તે તો કેજો, જવાબ ભગવાનને દેજો,
ગાએ પ્રાણજીવન સેજો, હીરાલાલ તરૂન.
સમી સાંજના=અબદુલ કાદર બાવલાનું થયું છે ખુન, ૬




સાખી

દેવકીજીને પુત્ર થયો, વાસુદેવને તો હામ છે,
કેદ છે મથુરા તણી જન્મા કૃષ્નજી નામ છે.
તાળા તુટયા તે કેદના કૃષ્ણ કહે ચાલો કામ છે.
વાસુદેવ લઇને ચાલ્યા ગોકુલ શોભીતું ગામ છે.
કૃષ્ન લઇ સુવડાવ્યા જશોદાનું એ તો ધામ છે,
ભકતોને આધીન છે પ્રભુ સહુના તે સુંદર શ્યામ છે.

ધોસો

ગોકુલમાં સંકરજી આવ્યા,
કૃષ્નના દરશનથી ફાવ્યા,
ભાવે સદાશીવે બોલાવ્યા.
મણીરામ કહે સહુને ભાવ્યા,
કંસ મામાને માર્યો તો ઠાર.
પ્રાણજીવન કહે તે નંદકુમાર,

# કૃષ્ણ જન્મ લીલા,

## રંગત મારી જાન સાધી.

ભકતોને તારવા કૃષ્ને જન્મ લીધો છે,
મહારાજ=મારવા અસુર પાપી એક જાત.
નંદઘેર પ્રગટ થયા દુધ પાએ જશોદા માત,—ટેક.

કૃષ્ણને રમાડે લઈ જશોદા ખોલે.
મહારાજ=રૂપરંગ ગુણનો નહીં કંઈ પાર.
ગલે મોતીની માલ લાલ હીરાના ઝલકે હાર.
થયો કૃષ્ન અવતારો પડી ખબર સંકરને,
મહારાજ=છોડી જપ તપ શીવ તે વાર.
ભસ્મ ચોળીને દર્શન કારણ નીકળ્યા ગંગાભરથાર,

### ફેંકતો.

ગોકુલમાં આવી ઘર પુછે નંદ નીસાની,
આવી ઉભા દુવારમાં કહે સંકરો જ્ઞાની.
મહારાજ=દેજો પ્રભુ દરશનની વાત.
નંદ ઘેર પ્રગટ થયા દુધ પાએ જશોદામાત. ૧
ઘરમાંથી લાવી નંદરાણી કનક ભરી થાલી,
મહારાજ=જતા જોગી ભીક્ષા લેજો.
કાલે પુત્રનો જન્મ થયો બીએ જોગી જોઇને જો,
સંકરજી કહે જશોદા નહીં ગભરાશો.
મહારાજ=કૃષ્ન અવતાર દરશન દેજો,
પુત્ર તમારો પ્રભુ ભકતોને માટે જન્મા છેજો,

### ફેંકતો.

ભરી કંચન થાલી મુકો જઈને ખોલીમાં,
નવ ખંડના કંચન ભર્યા મારી ઝોલીમાં.
મહારાજ=પ્રભુ બાલક દરશન સાક્ષાત,
નંદ ઘેર પ્રગટ થયા દુધ પાએ જશોદા માત. ૨

સુણી વાત જશોદા માત લાવ્યા કૃષ્નને,
મહારાજ=ચરણ શીશ નમાવે સંકરજી.
જય જય નારાયેન નરપતી છે જદુ કુલ સરજી.

કરી દરશન શીવ પરસન ગયા કૈલાસે,
મહારાજ=થયો આનંદ તે ઘરઘરજી.
ગીતો મંગલ થાએ ઓચ્છવો ખરચે તે જરજી,

### ફેંકતો.

જશોદા ઝુલાવે બાલક ગીત ગાય ગોરી
ઘોડીએ હીરા ને લાલ રત્ન જર દોરી.
મહારાજ=સંતો જોગીને જપે સહુ ન્યાત,
નંદ ઘેર પ્રગટ થયા દુધ પાએ જશોદા માત. ૩

માતાથી કૃષ્નજી માગે ચંદ્ર રમવાને
મહારાજ=નંદ રાણી તે ખુશી થાએ,
બાલ ગવાલો રમી જમી ગાય ચરાવવાને જાએ,
ગોપીના મન હરી લીધા વગાડી બંસી.
મહારાજ—મધુર બંસીથી છંદ ગાએ.
ભાર પૃથ્વી પર થયો જન્મ દહીં લુટીને ખાએ,

### ફેકતો

બાલ કૃષ્ણ લીલા ગાએ સાંભલે નરનારી,
મણીરામ કહે સ્વર્ગોની ખુલી બારી.
મહારાજ—પ્રાણજીવન ગાએ લીલા દીનરાત,
નંદ ઘેર પ્રગટ થયા દૂધ પાએ જશોદા માત. ૪



# ભેદી ખ્યાલ.

## રંગત મારી જાન સાધી.

એક ભેદી ભેદનો ખ્યાલ અચંબો જોયો.
મારી જાન—જનાવરથી માણુસ અવતાર,
જન્મી જનાવર પેટ ભાઇ બહેન તેનો પુછું સાર—ટેક

થયું મરણુ જનાવર ત્યારે જન્મા ભાઇ બહેની.
મારી જાન—કોણુ ઘેર મોટા તે તો થયા,
કોણુ જાત ઘર ગામ પછી તે કયા તો સુધી રહ્યા.

તે કોણુ જનાવર માતા તેની બતલાવો,
મારી જાન—પુત્રી પર લાવો કંઇક દયા.
થઇ નહાનેથી મોટી પછી તે દ્હાડા કેમ ગયા,

### ફેંકતો

તે પુત્રી હતી રંગ રૂપે શોભીતી સારી,
થઇ ગુણુવંતી તે નાર તેની બલીહારી.
મારી જાન—આવ્યું દુઃખ તેનો તે નહીં પાર,
જન્મી જનાવર પેટ ભાઇ બહેન તેનો પુછું સાર. ૧

કુંવારી અબલા પર જુલમ થયો છે ભારી,
મારી જાન—ગર્ભવંતી તે થઇ નારે.
પાંચ મહીના થયા માતા પીતાને ખબર ત્યારે,

તેથી માત પીતાજી કહે જંગલમાં જાવો.
મારી જાન—પુત્રીને ધમકાવી મારે,
ગર્ભવંતી તે ચાલી સ્ત્રી જંગલમાં ભારે,

### ફેંકતો

મારા પુર્વે જનમના પાપ કે આજે નડીયા,
કોણુ સગા વહાલા ને બાપ જંગલ પડીયા.

મારી જાન—સર્વેનો બેલી છે તો મોરાર.
જન્મી જનાવર પેટ ભાઇ બહેન તેનો પુછું સાર, ૨

એવા દુઃખના દહાડા સર્વે જંગલમાં કહાડે,
મારી જાન—પુરા દશ મહીનાની કહુ વાત.
પુત્ર જન્મ થયો જન્મી કહેવા લાગ્યો માત.

હું જઇસ માતાજી કહીને દોડે જંગલમાં,
મારી જાન—પુત્ર નહીં રહો માતા સંગાત.
ભોગવે દુઃખ તે નાર પુત્ર વીણાની થઇ પંચાત,

## કેંકતો

થોડા દીવસ પછી એક રાજા શીકારે આવ્યો,
ગઈ સ્રી ઉપર નજર આજે હું ફાવ્યો.

મારી જાન—પુછી પરણવાનો તેને વીચાર.
જન્મી જનાવર પેટ ભાઈ બહેન તેનો પુછું સાર. ૩

કહે સ્રી માહારો ધરમ પીતા પરણાવે,
મારી જાન—પુછો પીતાને ઘેર જઇને.
હસે મરજી તો કરૂં લગન રહું તમારી તો થઇને,

પુછી લઇ રાજા તે ચાલ્યો શહેરોમાં ફરતો.
મારી જાન—શીખામણ સસરાને દઇને,
કહે સસરો પરણી પછી કન્યા જાવો લઇને. ૪

## કેંકતો

ધુમધામથી પરણી ઝાલ્યો સ્રીનો હાથે,
ખરચીને ધન સ્રીથી ચાલ્યો સાથે.

મારી જાન—થયો ત્યાં સર્વે જેજેકાર,
જન્મી જનાવર પેટ ભાઇ બહેન તેનો પુછું સાર. ૫

આજે પુછું સ્રીનું નામ રાખ હુસીયારી,
મારી જાન—જ્ઞાની થઇને તો તમે કેજો.
પ્રથમ સ્રીનો પીતા તેનું તો નામ તમે કેજો,

કોણુ માતા જનાવર દેજો જુવાબ થઈ જ્ઞાની.
મારી જાન—ધરમ બાપોનું નામ લેજો,
કુંવારીકામાં કોણુ ધણી થયો પુત્રનું નામ દેજો,

ફેકતો

૭ મહીના મુદત પરણ્યો સ્વામી બતલાવો.
કહે ગુરૂ મણીરામ સાચા ભેદને ગાવો,
મારી જાન—પ્રાણુજીવન ગાએ છંદ ભંડાર,
જન્મી જનાવર પેટ ભાઈ બહેન તેનો પુછું સાર. ૫



# ચાર સાહેલીનો ભેદ.

## રંગત મારીજાન સાધી.

ગંગાના ઘાટ પર ચાર સાહેલી જોઈ,
મારી જાન—જલ ભરતી તે મન માણી.
આવ્યો મુસાફર ગંગા ઘાટ પર પીવા માંગે પાણી—ટેક

એક પહેલી આને જોઈ મુસાફર કહે છે,
મારી જાન—પાણી પીવાની લાગી છે તાન.
તરસા મારી જશે મતી તો થશે જલના દાન,

પાણી તો પાઈને કહ્યું નાર સુંદર તે,
મારી જાન—બાઇ કહે ભાઈ મારા મેમાન,
એક દીવસના તમે પરોણા જમીને ખાજો પાન, ૧

ફેંકતો

મારૂં ઘર પુર્વમાં અપુ ઠેકાણું તમને
પેટોમાં દાંત છે તે ઘર રહેવું અમને.
મારીજાન—પુછીને આવો ચાલી સ્યાણી,
આવ્યો મુસાફર ગંગાઘાટપર પીવા માગે પાણી

પછી બીજી સાહેલી હસીને કહેવા લાગી.
મારીજાન—કાલનું જમન મારૂં ભાઈ.
એક દહાડો જમો પરોણા તમે તો ધરાઈ,
તમે જાજો રહીને કરૂં રસોઇ સારી.
મારી જાન—પરદેશી તમે જાજો ખાઈ,
મારૂં ઘર તમને બતલાવું નહીં કરસો ધાઇ.

ફેકતો

પશ્ચિમ દીશાએ પેટમાં બાલ ઘર મારૂં,
પુછો બાલ પેટમાં સોભીતું ઘર સારૂં.
મારી જાન—આવો પુછી ઘર બંધાણી,
આવ્યો મુસાફર ગંગાઘાટપર પીવા માગે પાણી. ૨

હવે ત્રીજી નાર ગુણવાન કહે તમે સમજો.
મારી જાન—રસોઇ પરમ દીવસ માહારે.
ત્રીજે દીવસના મારા પરોણા આવજો સહુવારે,
મીસ્તાન ખાઇને ભાઇ પરોણા જાજો.
મારી જાન—ઠેકાણું મારૂં ઘર બારે,
પેટમાં ગર્ભનું ઘર હમારૂં આવો તમે કયારે.

ફેકતો

ઉત્તર દીશા પર આવો મારૂં રહેવાનું
પેટોમાં ગર્ભ છે પુછી મારૂં ઠેકાનું.
મારી જાન—આવજો તમે તો સહેલાણી,
આવ્યો મુસાફર ગંગાઘાટપર પીવા માગે પાણી. ૩

ચોથી પન્યારી ચતુર કહે ચંચલથી.
મારી જાન—ચોથે દીવસની રસોઇ મારી.
તમે પરદેશી ભાઈ પરોણા આવો હમ દુવારી,
દક્ષિણમાં ઘર છે મારૂં તેમને બતલાવું

મારી જાન—જમણુ સહુથી કરસું ભારી.
પાણીપેટમાં ઘર હમારૂં આવો તમે ધારી,

### ફેકતો

ગામોના લોકને પુછી મુસાફર ભટકે,
બે દહાડાનો છે ભુખો મુસાફર લટકે,

મારી જાન—જ્ઞાની એક લાવ્યો તેને તાણી
આવ્યો મુસાફર ગંગાઘાટપર પીવા માગે પાણી. ૪

હસી લોક મશ્કરી કરે જ્ઞાની પુછે છે,
મારી જાન—જમવાનું કહ્યું ચાર ધામે,
દાંત પેટમાં બાલ ગર્ભ નથી પાણી ગામે,

જ્ઞાનીએ ચારો ઘર બતાવી દીધા,
મારી જાન—ચાર દીવસ જમી પહોંચી હામે.
જ્ઞાની જ્ઞાનથી ખોલ્યા ભેદને ગુરૂ મણીશમે.

### ફેકતો

છંદ ગાએ પ્રાણજીવન ભેદ ખોલીને હેજે,
કાલીદાસ કહે તેને જ્ઞાની માની લેજે.
મારી જાન—આજે ભગવાનથી ગભરાણી·
આવ્યો મુસાફર ગંગાઘાટપર પીવા માગે પાણી. ૫



## સતી વડ સાવીત્રી.

### રંગત મારી જાન સાથી.

થઈ વડ સાવીત્રી સતી સાંભળો જ્ઞાની,
મારી જાન—મદર શહેરોના રાજાની તન.
મરણ થએલો સ્વામી સતીએ જીવાડયો ધનધન,—ટેક.

બીજો સાલ્વ દેશમાં રહેતો રાજા બળવાને,
મારી જાન—દુશ્મને લીધું રાજપાટે.
નાશી ગયા જંગલમાં રહેતા પુત્ર સંગાતે.

એક સત્યવાન પુત્ર રાજાને સ્યાનો.
મારી જાન—સેવા તે કરે દીન રાતે,
જંગલમાંથી લાવી લાકડા રસોઇ કરે જાતે.

## બેન ભાઇ.

અંધા થયા માને બાપ, સત્યવાનને સંતાપ,
કરી સેવા જપે જાપ, ભજે પ્રભુને આપજી.
કંદ મુલોને કાપ, જમણ કરે ન વીલાપ,
નહીં કરે ભુલ થાપ, પુન કરે ન પાપજી.

## ચાલ.

ભક્તિ ઇશ્વરની તે કરતો,
માત પીતાના દુખ હરતો.
સત્યવાન નહી પછી ડરતો,
ટેક નેક રાખીને ફરતો.

મારી જાન—પીએ ધોઇ માત પીતાના ચરણ,
મરણ થએલો સ્વામી સતીએ જીવાડયો ધનધન.

હવે મદર શહેરની કહું હકીગત સમજો,
મારી જાન—રાજા ધુમધામે ચલાવે રાજ.
પુત્રી તેની વડ સાવત્રી સતી હતી કહું આજ,

તે નાનપણથી વડની સેવા કરતી,
મારી જાન—સેવા માત પીતાના કરે કાજ.
ત્રણ અપવાસો વડ પુંજાના રાખો હમારી લાજ,

## બેન ભાઇ.

પીતા કરે છે વીચાર, પુત્રી મોટી થઇ ધાર,
સ્વામી જુઓ હુશીઆર, નહીં લગાડો વારજી.

કહે સાવીત્રી નાર, પીતા મૂકો તકરાર,
મને ગમે ભરથાર, સોધું હૈયાનો હારજી.

ચાલ.

સતી છે શુભ વરતા નારે,
કરે ઇશ્વર સેવા ભારે,
સ્વામી આપો જોઇએ મારે,
ચઢોની પ્રભુ મારી વારે.

મારી જાન—સોધવા ચાલી મન પરસન,
મરણ થએલો સ્વામી સતીએ જીવાડયો ધનધન. ૨

જોયા સર્વે શહેર પણ ધણી નજર નહીં આવે,
મારી જાન=સતી ચાલી જંગલ દરમ્યાન.
સાલવ દેશનો રાજા આંધળો બેઠો છે ગુણવાન,
તેનો પુત્ર સત્યવાન આવે લાકડા લઇને.
મારી જાન=માથા પર ભારો મારો મેરબાન,
ગલામાં તો હાર પહેરાવી સ્વામી કીધો દીલજાન.

## બેન ભાઇ.

જોયું નારદે જબર, ધ્યાન ધરીને સબર,
કહી રાજાને ખબર, પુત્રી તારી તો સરજી,
એક મહીનાની ઉમર, પુત્રી રંડાયાનો ડર.
બીજા ઘણા મલે વર, નથી પાસે તો જરજી.

ચાલ.

કહ્યું નારદનું માની લીધું,
રાજા કહે કેમ કરૂં સીધું.
પુત્રીએ કામ કેવું કીધું,
વગર પુછે પાણી પીધું.

મારી જાન—નારદ કે ફરે સાવીત્રી મન,
મરણ થએલા સ્વામી સતીએ જીવાડયો ધનધન. ૩

કહે પીતા સાવીત્રી બીજો સ્વામી પરણાવું,
મારી જાન=સતી કહે પીતા ન કરો વાત.
એક મહીને મરણ થશે તો જીવતો કરૂં સતી જાત.
નહીં તો સ્વામીની સાથે બળી મરવાની.
મારી જાન=નહી ગભરાસો આપની ન્યાત,
સાલવ દેશનો રાજપુત્ર છે લગન તેની સંગાત,

## બેન ભાઈ.

લગન કરી રસાલ, પહેરી ગલામાં માલ,
ગઈ સ્વામી ઘરે હાલ, તે જંગલમાં લાલજી.
સાસુ સસરાને ભાલ, સ્વામી સેવા તતકાલ,
તે પર રીઝે ગોપાલ, જમે કંડોની થાલજી.

## ચાલ.

કરતી સાવત્રી સેવા હરની,
સાસુ સસરા ત્રીજા વરની.
પતી સેવા કરતી પરની,
સતીએ રાખી ટેક ઘરની.

મારી જાન=પતીને સમજે તે સજ્જન,
મરણ થએલો સ્વામી સતીએ જીવાડયો ધન ધન. ૪

દુઃખ વેઠે લગન મહીનો થયો છે એક,
મારી જાન=અપવાસો ત્રણ કીધા જાણી.
આજે જંગલમાં મરસે સ્વામી પુઠે ચાલી રાણી.
એક ઝાડ કાપતા કાલો નાગ નીકળ્યો.
મારી જાન=સત્યવાનની કીધી હાણી,
નાગે જીવ લીધો સ્વામીનો રડતી મન માણી.

## બેન ભાઈ.

એવે જોયો સતી જમ, ધરી જમની કદમ,
આપો મારો સ્વામી તમ, આજે મારા તો સમજી.

તારા સ્વામીનો દમ, નહી મલે ખાજે ગમ,
બીજું માગી લેની ધમ, રાખું તારી સરમજી.

ચાલ.

કહે છે સાવીત્રી દુઃખ કાપો,
પાંચ વરદાન વચન આપો.
જમ કે સ્વામી વગર થાપો,
પતી નહીં જીવે જાપ જાપો.

મારી જાન=વચનથી બાંધ્યો જમને કઠન,
મરણ થએલો સ્વામી સતીએ જીવાડયો ધન ધન. ॥

સતીના વરદાનો સમજી જમ ગભરાયો.
મારી જાન—ઇશ્વર થાજો તમે વાલી,
વચન આપતા હું તો ફસાયા હાથ દીધી તાલી.

માટે કરો મહેર સતીને સો જાગે શખો,
મારી જાન—વચનના જાય મારૂં ખાલી.
સત્યવાન જો જીવે નહીં તો સતી મૂકે બાલી.

બેન ભાઇ.

જમ કહે તારી હત, સતી કીધી ખતખત,
જીવે સત્યવાન જત, બેઠા થયો તે પતજી,
જોઇ સતીમો કત, પ્રભુ રાખે તેનો મત,
નહીં પાપીનો વટ, જુઓ સતીનું સતજી.

ચાલ.

સ્વામીને જીવતો કરી લીધો,
સતીથી જમરાજા બીધો.
લઇ લાકડા ચાલે સીધો,
સતીએ સત્ય જોરે કીધો.

મારી જાન—ઝુંપડીએ લાવી હાથ કંકન,
મરણ થએલો સ્વામી સતીએ જીવાડયો ધનધન. ૬

કરી ઝુંપડી ખાલી ચાલી શહેર મોઝારે,
મારી જાન—જાએ સસરાને દેશ ધારી.
રાજપાટ તે લીધું સતી થઇ ગર્ભાવંતી નારી,

એવા ઘણા વરસો સુખ ભોગવા સારા.
મારી જાન—પીતા સસરાની પેઢી તારી,
પતી સેવા કરો પ્રભુજી જાશે તમ પરવારી,

## બેન ભાઇ.

કીધા પરમારથ કામ, સ્વર્ગે ગયા ધુમધામ,
મલે ભકતો ને રામ, સેવા કરો તમામજી.
પીતા સસરાના ગામ, અમે બતાવેલા ઠામ,
દીયો એ રાજાના નામ, પાંચ વરહાનો હામજી.

## ચાલ.

જ્ઞાન લઇ જવાબ તમે દેજો,
સાતના નામ તમે કહેજો.
મલે નહીં અમને પુછી લેજો.
મણીરામ ગુરૂ મારો છે જો,

મારી જાન—પ્રાણજીવન ગાએ ભાઇ ધ્રુપદ,
મરણ થએલો સ્વામી સતીએ જીવાડયો ધનધન. ૭



# મહાનંદા ગુણકાનો મોક્ષ બોધ.

## રંગત મારી જાન સાધી.

એક ગુણકા તરી ગઈ પારનાર ગુણવાને,
મહારાજ-રહેતી કાસમેર શહેર ગામે,
શંકરને તે ભજે ગુણકા મહાનંદા નામે—ટેક.

સવારે ઉઠીને રામ નામ કહે ફરતી,
મહારાજ-શખ્યું લીંગ શંકરનું ઘરમાં.
ઉઠી પ્રભાતે પુંજન કરતી ભજે હરીહરમાં,

ત્યાર પછી પોતાનો ધંધો કરી પેટ ભરતી.
મહારાજ-પાળેલો મરઘો વાંદરમાં,
રૂદ્રમાલ બેઉના ગલામાં નચવે હાજરમાં.

## ચાલ.

મરઘો વાંદર નાચે જ્ઞાની,
રૂદ્રમાલ પહેરી તોફાની.
શીખવે ગુણકા તે મનમાની,
શંભુ પરસન ભક્ત છાની.

મહારાજ-ગુણકાને ભુલવું ટેક હામે,
શંકરને તે ભજે ગુણકા માહા નંદા નામે, ૧

થઈ શીવ સોદાગર આવ્યા ગુણકાને ઘેરે,
મહારાજ=નંદા લેની કંકન તું આજ.
હીરે જડેલું કંકન જોઇ કહે નંદા આવો મહારાજ,

ત્રણ દીવસ સોદાગર રહેવું તમારી મેરે.
મહારાજ=પરોણા રહેજો મારા સીરતાજ,
સંકર કહે લીંગ આપું પુંજનથી વધે ધન લાજ.

## ચાલ.

મૂકો લીંગ જોવું હુશીયારી,
પ્રાણુ કરતા સાચવ વધારી.
જસે લીંગ તો કરશું ખુવારી,
ત્રીલોચન કહે તા લલકારી

મહારાજ=પુંજન એક વાર થયું કામે,
સંકરને તે ભજે ગુણુકા માહાનંદા નામે. ૨

ગુણુકાનો ટેક જોઈ સંકરે પાણી લીધું,
મહારાજ=છાતી મેંહલો ને લગાડી આગ.
આગ જોઈને ગુનકા નાથી આવી ઉભી બાગ.
મરઘો ને વાંદરો નાસે જંગલ સીધું.
મહારાજ=શંભુ કહે લાવો લીંગ આજાગ,
ગુણુકા કહે હું તો ભુલી ગઈ બળે અગ્ની અથાગ.

## ચાલ.

પડું અગગની લીંગ છે કયાં તે,
પડયા સંકરો બળે ઝપાતે.
ગુણુકા વીસમે થઈ છે જાતે,
મુવા સોદાગર લીંગ પંચાતે.

મહારાજ=સોદાગર મુકી મને સીયામે,
સંકરને તે ભજે ગુણુકા માહાનંદા નામે. ૩

વેસ્યાનો ટેક જોવાને, સંકર અગ્નીમાં;
મહારાજ—જોવું ગુણીકાનો ભાવ ભારે.
સદાશીવ અગનીથી જુવે શું કરે નંદા નારે;
ગુણુકાએ કીધો વીચાર ગરો ધરતીમાં.
મહારાજ—બોલાવો બ્રાહ્મન કરો હારે;
રહીલું ધનને માલ ધરમાદા આપે તે વારે.

### ચાલ.

સર્વે માલને દીધો લુંટાવી,
અગનીમાં પડી ગુણકા ભાવી.
પ્રેમ લીંગ સોદાગર લાવી,
સંકર ટેક જોઈ ઉભા આવી.

મહારાજ—જાવો કૈલાસ નંદા ઠામે,
સંકરને તે ભજે ગુણકા મહાનંદા નામે. ૪

તમે સમજો મહેરબાનો ગુણકા જેવી તરી ગઇછે,
મહારાજ—કરો ભકિત સાગર તરવું.
મરઘો વાંદર મુવા જંગલમાં તેનુ શું કરવું,
તેના બીજા જનમના નામ કેજો કંઈ કંઇ છે.
મહારાજ—પુછું જ્ઞાનોથી જ્ઞાન હરવું,
કહ્યા ગામોમાં જનમ લીધો તે નામ સૌ ભરવું.

### ચાલ.

ન્યાત જાત દરસાવી કેજો,
મુદત છ મહીનાની છે જો.
મલે નહીં તો પુછી લેજો,
પ્રાણજીવન ગાએ ગુણસેજો.

મહારાજ—ગુરૂ મણીરામ વૈકુંઠ ધામે,
સંકરને તે ભજે ગુણકા માહાનંદા નામે. ૫



## ઈસકી,

### રંગત મારી જાન સાથી.

એક ચાર સાહેલી સુરત શહેરમાં જોઈ
મારી જાન—તાડી પીતીની ચાર તે નાર.
કોઇ ગોરી ને કાળી રૂપાલી ચોથી ભપકાદાર—ટેક..

ગોરી પહેલી કહે છે સમજો વાત તમે મહારી,
મારી જાન—ધણી મહારો છે ઘણો કમજાત.
દારૂ પીને પડે રસ્તામાં શું કહું દુઃખની વાત,

કોઇ કોઇ દહાડો તો છાકટો થાય છે ભારી.
મારી જાન—મુવાને સર્વે જુવે છે ન્યાત,
પીરસું ભાણું ફેકી દઇને મુવો કરે ઉત્પાત.

## ચાલ

ગોરી હું છું તેનાથી મલે પૈસા તો સારા,
ઓળખીતા ઘણાં છે તેવા નથી તો તારા.
સઉ આપે યારો મને નોટના ભારા,
મજાથી ફરૂં છું રોજ નવા છે મારા.

મારી જાન—રોજના વાયદા કરૂં દશ બાર,
કોઇ ગોરીને કાળી રૂપાલી થોથી ભપકાદાર.

બીજી કાળી સાંભળો મહારી વાત હું કહું છું,
મારીજાન—ધણી મહારો તો કરે ચોરી.
નથી મુવાને શરમ કરે મહારા પર બરજોરી,

કાપે ખીસા લોકોના મુવાના દુઃખમાં રહું છું.
મારો જાન—લોકોના લુટે ઘર ગોરો,
લુંટફાટ સઉ કરે રાત જાએ મારી કોરી.

## ચાલ

તુરૂંગમાં મુવાને પછી લઇ જાયે છે,
ઉપરથી પડે છે માર ગોડા ખયે છે.
પછી રોજ યારોથી મારી મઝા થાયે છે,
મારો છે પ્રેમી તે સદા રસ પાયે છે.

મારી જાન—શોધેલો મેં તો ફક્કર ઇયાર,
કોઇ ગોરીને કાળી રૂપાળી ચોથી ભપકાદાર. ૨

ત્રીજી કહે રૂપાલી સમજો વાત તમે આજ,
મારી જાન—ભંગેરી જુવો ધણી મારો.
પીએ ગાંજો ને ભાંગ મુવો એ છે તો નઠારો,

દીન રાત ગંજેરી થાય તે તો નહીં લાજે.
મારી જાન—તમે સઉ મનથી વીચારો,
ગંજેરી તો સુઇ જાય ને યાર આવે સારો.

## ચાલ

પૂરીએ છે સાથે બેઉ મારો દીલ જાણી,
કરીએ છે રંગ ભોગ અરે મન માણી.
ગંજેરી એને તો ભરવા મોકલું પાણી,
દાગીના ઘણા છે નહીં ખોટ કપડાણી.

મારી જાન—કરૂં ઇયારોથી ઘણી હું લાર,
કોઈ ગોરી ને કાળી રૂપાલી ચોથી ભપકાદાર. ૩

ચોથી ભપકાવાલી કહે સૌથી ફક્કર છું,
મારી જાન—છેલ છબીલો મારો ધણી.
ધંધો કરવામાં ઢીલો મુવો તે જુવે ના મારાભણી,

મારો ભપકો જોઇને આવે નરો નક્કર છું.
મારી જાન—માર નખરા પર છના છણી,
કેટલાં આવીને ગયા હાલ છે સત્તર લેજો ગણી.

## ચાલ.

ઇસ્કીમાં ફરીને મુવો કમાણી ખાએ,
જોડા જોઇ બારણે તરત નાસી જાએ.
પછી મનગમતી મારી મજા તે થાએ,
કહે મણીરામ તે અસાની કહેવાએ.

મારી જાન—પ્રાણજીવન ગાએ કર જો વીચાર,
કોઈ ગોરી ને કાળી રૂપાલી ચોથી ભપકાદાર. ૪






સાહસ્ત્ર ને પીંગલો અભણ બેહેરો સુ જાણે,
અજ્ઞાની વેદ અનજાણ પંડીતો પુરાણે—ટેક.

હીરાલાલ મોતીની કીંમત ઝવેરી કરે છે,
ઈશ્વરનુ ધ્યાન કોઇ જ્ઞાની ભકત ધરે છે.
સુરવીર રણમાં લડે કાહેર તે મરે છે,
નહી દેખે અંધો દરપન તે મનમાં બળે છે.

મુરખાને સમજાવે કોન નથી ઠેકાણે,
અજ્ઞાની વેદ અનજાણ પંડીતો પુરાણે. ૧

પરી બ્રહ્મ કરી લે યાદ રૂપ છે નીરંજન,
નીષકામ કરમ કર તારૂ કરસે રખસંન.
થયો પાચ તત્વે ત્યાર કરીલે સમરંન,
પાંચ વીકાર દેહી રૂપ નાશ થવાની ખડન.

કોઇ પુરસ વીરલો નામ પ્રભુનું વખાણે.
અજ્ઞાની વેદ અનજાણ પંડીતો પુરાણે. ૨

રોમ ત્વચા માશ નાડીને હાડકા લાલે,
પૃથ્વીના પોચો એ ભાગ સમજીલો હાલે.
ક્ષુધાને તૃષા આલશ કાનતી નીદરાલે,
તેજોથી થઆએ પાચ ચમક તે આલે.

તમે જુઓ જ્ઞાનથી ખોજો કાયા મસ્તાણે,
અજ્ઞાની વેદ અનજાન પંડીતો પુરાણે, ૩

ખત સાહસ્ત્ર અને ચાર વેદ પુરાનો અધારે.
લેજે ગુરૂ તનુ તું જ્ઞાન પડે પછવારે,
કામ ક્રોધ સોક ને મોહ જીતે ભય ભારે,
પાચ ભાગ ગંગના જ્ઞાની ગુણી જનમારે.

કર સોધ બોધ લે પછી મલે ભગવાણે,
અજ્ઞાની વેદ અનજાણુ પડીતો પુરણે. ૪

વાયુના ભાગ છે પાંચ સંત સંગ કરજે,
ચલન વલન ધાવન પ્રશારંન વરજે.
અંકુચન પાચમો ઓલખ પછી તુ થરજે,
મોટો છે સહુથી ચેતન રૂપ ર્રા હરજે.

મન સાફ માજીને પ્રભુ ભજો પ્રમાણે
અજ્ઞાની વેદ અનજાણુ પડીતો પુરાણે. ૫

મણીરામ જ્ઞાનોના બાન આજે લલકાવું,
શોણીત લાર શ્વેત સુક્રને ગાવું.
મુત્ર એ પાચમો ભાગ તત્વ જલ લાવું,
પ્રાણજીવન ગાએ છે છંદ શાસ્ત્ર સમજાવું.

ભગવા છે નીસાનો ચંગ જ્ઞાની તુરરાણે,
અજ્ઞાની વેદ અનાજાણુ પડીતો પુરાણે. ૬



## હોલી કૃષ્ણ લીલા.

### રંગત છોટી.

ધુમધામે ઉડાવે રંગ સ્યામ ગુણવાણે,
કુંજગલીમાં રમે હોલી કૃષ્ણ ભગવાણે—ટેક.

તે વંદ્રાનનમાં ગયો સોર લલકારે,
થઇ ગોપી સર્વે તૈયાર ચાલો બ્રીજનારે.
જરીયનની સાડી ને ચોલીયો બુંતાદારે,
પગમાં ઝાઝર છુમછામ સોલે શણુગારે.

## છોટી જડફી.

કપાલે બાંધી દામણીરે, બાજુ બીછવાથી બણી,
સોભા કાજલોની ઘણી, ઈંદ્રાણીએ જણીરે.
પેહરી હાર મોતીનો ચાલી રંગ રમવાણે,
કુંજ ગલીમાં રમે હોલી કૃષ્ણ ભગવાણે. ૧
લઈ લીધા રંગ પચરંગ ભરી પીચકારી,
હોલી રમવા જાય છે મોહન સાથે ગોવારી.
ભરી લીધી ઝોલીયો ગુલાલ સર્વે તૈયારી,
મોરલીની ધુમ છે લાખુ રંગ ગીરધારી.

## છોટી જડફી.

ગલીમાં રમે કનાઇરે, સર્વે ગોપીઓ ધાઈ,
ઘેરી લીધા કેહવાઇ, રંગની સરસાઈરે.
કેસરને ગુલાલો ધોળે લાગી હસવાણે,
કુંજ ગલીમાં રમે હોલી કૃષ્ણ ભગવાણે. ૨
ચાલી જોવા મલીને સહુ તે બીજની બાલા,
ભરી માંરે પીચકારી રંગ કૃષ્ણજી કાલા.
ચોતરફ સખીએ ઘેરી લીધા મતવાલા,
રંગોથી થયા રંગરેલ ગોપી નંદલાલા.

## છોટી જડફી.

ગોપીના ચનીઆ ચોલીરે, છુટે પીચકારી ગોલી.
લાલ બણી ગઈ તોલી, ભીજી રંગથી બોલીરે.
રસ્તા પર રંગની રેલ નદી તરવાણે,
કુંજ ગલીમાં રમે હોલી કૃષ્ણ ભગવાણે. ૩
તુટી માળ ગલાની ગોપી થઇ બયભાનો,
વાગે તાલ અને મરદંગ બંસરી કાહાનો.
જોગી ગયા દરસને તજી માળને ધ્યાનો,
કહે સખી હારી ગઈ અનેક રૂપ ભગવાનો.

## છોટી જડફી.

કૃષ્ણજી ફગવો આલોરે, હમને ચરણમાં પાલો,
મણીરામ ગુરૂ પ્યાલો, કરો જ્ઞાન ગુલાલોરે.
પ્રાણજીવન ગાએ છે લીલા મોક્ષ મલવાણે,
કુંજ ગલીમાં રમે હોલી કૃષ્ણ ભગવાણે. ૪



# પરનારીનો બોધ.

## રંગત છોટી.

થયો કાંમી આંધળો આવ્યો બોકી કરવાને,
મારે માથે સ્વામી તું હરી ભજ તરવાને—ટેક.

તારો ચેહરો સુંદર મેં જોયો બાગમાં પ્યારી,
તે દીનથી મુજને વાગી પ્રેમ કટીયારી.
તારી પ્રાસીન ફેશનથી કરે રોજ હુશીયારી.
જરીયનો પોલકો સાદી લાલ છે ન્યારી,

બુટ મોજા છત્રી જોઇને લાગ્યો બળવાને.
મારે માથે સ્વામી તું હરી ભજ તરવાને. ૧

તારા હોઠ ગુલાબી મોંહુપર પાનોની લાલી,
દાંત કળી દાડમની જોઇ ચમકતી ચાલી.
જોઇ કાલા છે તારા વાળ નાગ ફેનવાલી,
તારી સીકલ જોઇને દીએ પુલ તને માલી.

જોઈ છાતી નારંગી ખીલી મન થરવાને,
મારે માથે સ્વામી તું હરી ભજ તરવાને. ૨

નારી મુકી પરણેલી હવે પડયો ચકકરમાં,
ધન દોલત ગુમાવી બેઠો નથી વકકરમાં.
છુટો થયો ભાઇ બાપોને મુકયા અકકરમાં,
ભાઈબંધ કુટુંબને છોડી આવ્યો નકકરમાં.

હવે થયો દુઃખીયો કોઇ આવો દુઃખ હરવાને,
મારે માથે સ્વામી તું હરી ભજ તરવાને. ૩

તું પ્રેમની પ્યારી મારી અરજ માની લે,
એકવાર ઈશકોનો બહાર દયા જાણી લે.
નાર કહે સુરખ રાવણની થઇ હાણી લે,
મણીરામ કેહે નફ્તને શરમ સાણી લે.

છંદ ગાએ પ્રાણજીવન કામી બેઠો મરવાને,
મારે માથે સ્વામી તું હરી ભજ તરવાને. ૪



# ઘરનારી વિષે બોધ.

## રંગત છોટી.

તમે થયા વીવેકી આજથી ભુલ નહા ખાસો,
ઘર નારી મુકી પરનારીને નહી ચાહુસો—ટેક.

કરો ઘર નારી પર પ્રેમ તું તો થરવાનો,
સતી પતીવૃતાને નથી દગો કરવાનો.
તમે ઝાલ્યો ચોળીમાં હાથ નથી ફરવાનો,
તારી ઘર નારીથી સદા પાર તરવાનો.

સ્રીપર જુલમનો તાપ સુખી નહીં થાસો,
ઘર નારી મુકી પરનારીને નહીં ચાહાસો. ૧

કરે સેવા તમારી સ્રી એક અવાજે,
કુળવંતી અબળા તે પર પુરૂષથી લાજે.
હુકમને તાબે રહીં સર્વે કરે ઘર કાજે,
ઘડી વાર અલગી રહે તો દુખથી દાજે.

એ પુન્યવંતી છે નાર ભુલી નહીં જાસો,
ઘર નારી મુકી પરનારીને નહીં ચાહુસો. ૨

એવી ઘર નારીથી વધે કુટુમ્બ વારી,
વધે ઇજત આબરૂ ઘરની શોભા તે સારી.
આવે સગા સર્વે તેના પર રાખે જીવ ભારી,
એવી પતિવૃતા પર રાખો હેત રોજદારી.

તમે સોભાગવંતીને પ્રેમ પ્યાલો પાસો,
ઘર નારી મુકી પરનારીને નહીં ચાહસો. ૩

તને આવે આફત ઘર નારી દુઃખથી તારે,
પોતે રહે ભુખીને જમાડે તમને નારે.
જરીફને દાદાભાઈ કહે છે ઘડીને વારે,
પરનાર પ્રેમાંને મણીરામ ધીકકારે.

પ્રાણુજીવન કહે હીરાલાલ તુરરાને ગાસો,
ઘર નારી મુકી પરનારીને નહી ચાહાસો. ૪



# રામ ચરીત્ર બોધ.

## હિન્દુસ્તાની

### રંગત છોટી.

કંચનકી ગમાઈ લંકા ઇસ્ક રાવનમે,
ઇસ્કો રાવન મરા કુટુંબ બચ પનમે—ટેક.

અભીમાનસે કરે રાજ રાવન ઓ મનસે,
છોડ ભકિતભાવ ઓર સેવા તજા સંતનસે.
ભર ગયા પાપકા ઘડા ઇસ્ક સમરનસે,
સમજાતી મંદોદર રાણી બોત બચનસે.

મગરૂબી છોડકે સમજ મરે તું ગમનમે,
ઈસ્કો મે રાવન મરા કુટુંબ બચપનમે. ૧

છલનેકુ બનાયા રાવન મૃગ કંચનકા,
છોડ દીયા સીતાકે દ્વાર સોનેરી તનકા.

મૃગકુ સીતાજી દેખ લગાહે થનકા,
ચોલી હોવે નકસીદાર ચામ પરસનકા.
જાવો રામ મૃગકુ મારો ફીરતહે બનમે,
ઇસ્કોમે રાવન મરા કુટુંબ બચપનમે. ૨

મૃગોકે પીછાડી ચલે રામ મારણને,
મરા મૃગ પુકારા સુના સીત લક્ષ્મણને.
સૈયાજી કહેતી હે જાવો લક્ષ્મણ હણને,
આયા રાવન ભીક્ષા કારન ચુરાયા અભણને.
નહીં જાના જાનકી કપટ પાપી હરનમે,
ઇસ્કોમે રાવન મરા કુટુંબ બચપનમે. ૩

ફીર રામ લંકામે ચલે સીતા લાવનકુ,
બાંધ લીયા સમુદ્ર પાજ સલ્યા તારનકુ,
રામચંદ્ર લક્ષમન લીયા ધનુષ બાનનકુ,
વજરકી લીયાહે ફોજ અંજની કે તનકુ.
સબસે નૈયા દેખકે દસા નંદ ખુસનમે,
ઇસ્કો મે રાવન મરા કુટુંબ બચપનમે. ૪

મારા કુટુંબ સાથ રાવનકી કીયા હાનીહે,
રાજ દીયા વીભીષણ મંદોદરી રાનીહે.
મારે અસુર પાપી કી કીયા ધુલધાનીહે,
લે ચલે જાનકી રામ લક્ષમણ જ્ઞાનીહે,
દેવદાસ સંકટો કાટ પ્રેમ ભકતનમે,
ઇસ્કો મે રાવન મરા કુટુંબ બચપનમે. ૫

ઇસ્કોસે દુર હો કે જન મરે તોફાણી,
મેફીલમે સીનોકી છતાં ઉદુ સરમાણી.
મણીલાલ સાહેરા રામ નામ સહેલાણી,
છંદ ગાવે પ્રાણજીવન હરી કથા તુરરાણી.
રખો ચરન પાસ પ્રભુ આસ મેરી મીલનમે.
ઇસ્કોમે રાવન મરા કુટુંબ બચપનમે. ૬



# અનઘડવાલાનો જવાબ

## રંગત સીકસતો.

સુન લે જવાબો એ તેરા અનઘડ, કઇ ઇનસાન ઘોરમે જાવેગા,
નહીં તુમ તો અનઘડ અમર, લેવો એ જ્ઞાન ઘોરમે જાવેગા-ટેક.

પરીબ્રહ્મને તેરેકુ બનાયા, તુમ બીચારા ઘોરમે જાવેગા,
નીરંજનકુ તુંમ કરતે વહન, સરદારા ઘોરમે જાવેગા.
રચી હે રચના ઓહી માલીકકી, સબ પ્યારા ઘોરમે જાવેગા,
નીશાન ચંગ તેરા જાવે ઘોરમે, કઈ ગાનારા ઘોરમે જાવેગા.
અખંડ રૂપ ઝોહતી સાહાસ્રમે, કર પેછાન ઘોરમે જાવેગા,
નહીં તુંમ તો અનઘડ અમર, લવો એ જ્ઞાન ઘોરમે જાવેગા. ૧

નીરંજનકા એ નુર તુરરા હય, જન સારા ઘોરમે જાવેગા,
અખંડ નુર એહી ચમક રહ્યા, સબ તારા ઘોરમે જાવેગા.
ઓહી નુરસે સબ બહોત્રી ગુણી, મરે મારા ઘોરમે જાવેગા,
રવી ચંદ્ર ઓર બાદલ બીજલી, અંગગારા ઘોરમે જાવેગા.
પવન પાણી જમીન ન રહેવેગા, ગુણવાન ઘોરમે જાવેગા,
નહીં તુંમ તો અનઘડ અમર, લેવો એ જ્ઞાન ઘોરમે જાવેગા. ૨

મુજે તુજે ઓર સબ દુન્યાકો, કઈ બનજારા ઘોરમે જાવેગા,
શકતી ઓર કોઇ દેવી દેવ સબ, નંથારા ઘોરમે જાવેગા.
અમર નીશાનો રહેવે સનમકી, સુન અખારા ઘોરમે જાવેગા,
ઝાહાદ પાહાદ પરબત ફનાસે, ભંડારા ઘોરમે જાવેગા.
સબ કોઈ રહેવેગા એ સીધ્ધી તક. ધર ધ્યાન ઘોરમે જાવેગા,
નહીં તુંમ તો અનઘડ અમર, લેવો એ જ્ઞાન ઘોરમે જાવેગા. ૩

અનઘઠ જ્ઞાનકી પીલે તું મીસરી લલકારા ઘોરમે જાવેગા,
માલીક એક હય સબ આલમકા, બંધારા ઘોરમે જાવેગા.
મણીલાલકે જ્ઞાન સુનકે સબ, ઉંદુહારા ઘોરમે જાવેગા,
કાતે પ્રાણજીવન એ તેરે છંદકુ, તકરારા ઘોરમે જાવેગા.
ચરાચરી લીખા હે સાહસ્રમે, પોથી પુરાન ઘોરમે જાવેગા,
નહીં તુંમ તા અનઘડ અમર, લેવો એ જ્ઞાન ઘોરમે જાવેગા. ૪



# ઈસકીને બોધ.

## રંગત સીકસતો.

જોઇને ચેહેરો હું આજે અટકો, ન માર નેનો વાગે છે ફટકો.
પ્યારી રૂપાલી છે તારો લટકો, મારા કલેજાનો છે તું કટકો-ટેક.

ચાલ તું સાથે મારી તું પ્યારી, તું છે તો મારી પ્રેમ દુલારી,
ગાડી ઘોડાને બંગલા છે ભારી, શોભીતી સાડી લેશું વીચારી.
નવી તો ઓળખાણ છે આજે તારી, ફૂલ કીધો ભપકો છે બલીહારી,
ગોરી સીકલો દેખાઇ છે જારી, ખાઇને પાનો મારે પીચકારી.
તારા રોપનો છે મને ખટકો, નાજુક કામની મારે છે ઝટકો.
પ્યારી રૂપાલી છે તારો લટકો, મારા કલેજાનો છે તું કટકો. ૧

હોઠ ગુલાબી છે વાલ કાલા, મૃગના જેવી નેનોના ચાલા,
જોબનવંતી દેખાઇ બાલા, દાંત કલી છે દાડમની છાલા.
વાંકે અબોડે ફરે ગુલાલા, ગલામાં પહેરી મોહન માલા,
ખીલી છે છાતી તને હું પાલા, નકસીની ચોલી છે તો સંભાલા.
તને જોઇને લાગે છે ગટકો, તમારી પાછલ હું ઘણો ભટકો,
પ્યારી રૂપાલી છે તારો લટકો, મારા કલેજાનો છે તું કટકો. ૨

આજ ખુશીથી તું ચાલ જાની, બેસાડું ઘરમાં તું પટરાણી,
તારા પર આસક લે વાત માની, નહીં પુછે કોઇ જાસે જુવાણી.
ઘણા વખતથી કેમ રહી તું છાની, હવે તો બોલો તમે જબાણી,
તારી મેં સુરખા જોઇ દેવાની, મુકી દે રસ્તો જાઉં છું પાણી.
બેસરમ તું થઇને નકતો, શ્વાન પરમાણે તને છે ચટકો,
પ્યારી રૂપાલી છે તારો લટકો મારા કલેજાનો છે તું કટકો. ૩

ખોટું ધ્યાન તું ધરે મારા પર, જશો નરકમાં સાંભળ તું નર,
ખાઇને મારો ખોશે સહુ જર, તારથી સર્વે રાખશે અંતર.
માટે હરીને સમર તલભર, ઈસક દીવાના ના કર ગરબર,
મારી નસીયતથી વીચાર તું કરે, મુકતીનો છેડો પામશે પામર.
કહે પ્રાણજીવન પાપથી છટકો, કામી પુરૂષોને સદાહ તો પટકો,
[illegible]ારી રૂપાલી છે તારો લટકો, મારા કલેજાનો છે તું કટકો, ૪

# સમાપ્ત.

# પ્રથમ મદત કરનારાઓના નામ.

| | | નકલ. |
|---|---|---|
| તુરરાવાલા દરજી ગોવીંદજી દયારામ મીસ્રી | દમન | ૧૦ |
| તુરરાવાલા સુરજરામ દેવીદાસ | વ્યારા | ૫ |
| વાણીઆ ઠાકોરદાસ દુવારકાદાસ | સુરત | ૧ |
| દેશાઈ નીછાભાઈ ખુશાલભાઈ | વરાછા | ૧ |
| ગીલીટવાલા મયારામ ભગવાનીદાસ | મુંબઈ | ૫ |
| દરજી ત્રીભોવનદાસ લક્ષમીદાસ પટેલ | સુરત | ૫ |
| દરજી મંછારામ જેકીશનદાસ | સુરત | ૧ |
| દરજી ચંદુલાલ દેવચનદાસ | સુરત | ૧ |
| દરજી ભગવાનદાસ નારણદાસ પોસ્ટ માસ્ટર | સુરત | ૧ |
| દરજી રતીલાલ વનમાળીભાઈ | સુરત | ૧ |
| દરજી ધીરજલાલ મગનલાલ | સુરત | ૧ |
| દરજી તુલસીદાસ નારણદાસ | સુરત | ૧ |
| દરજી ત્રીભોવનદાસ રણછોડદાસ | મુંબઈ | ૧ |
| દરજી છગનલાલ નારણદાસ | મુંબઈ | ૧ |
| દરજી કાશીરામ પીતામબર | મુંબઇ | ૫ |
| દરજી રતીલાલ આત્મારામ | મુંબઇ | ૧ |
| દરજી જોગીભાઈ નરસિંહદાસ દેગામવાલા | નાગપુર | ૧ |
| દરજી ગણપતભાઇ લાલભાઈ | મુંબઇ | ૧ |
| દરજી ભગવાનદાસ લાલભાઈ | મુંબઈ | ૧ |
| દરજી દાયાભાઈ અત્મારામ | મુંબઈ | ૧ |
| દરજી વેણીલાલ નરસિંહદાસ | મુંબઈ | ૧ |
| દરજી બ્રીજલાલ પ્રાણજીવનદાસ | મુંબઇ | ૧ |
| દરજી કુંવરજીભાઇ ભાણાભાઇ | મુંબઇ | |
| દરજી રમનલાલ હરકીશનદાસ | મુંબઈ | ૧ |
| દરજી ગણપતભાઈ જીવનલાલ | ઊંખરગામ | ૧ |
| દરજી સંભુભાઇ ગેલાભાઈ | મુંબઈ | ૧ |
| દરજી ગેમીલાલ ઘેલાભાઇ | મુંબઈ | ૧ |
| દરજી ચંદુલાલ જમનાદાસ | મુંબઇ | ૧ |

| | | |
|---|---|---|
| દરજી ચંદુલાલ મગનભાઈ | મુંબઇ | ૧ |
| દરજી જમનાદાસ મોતીરામ | મુંબઇ | ૧ |
| દરજી જીનાભાઇ અંબારામ | અમદાવાદ | ૧ |
| દરજી ચંદુલાલ જમનાદાસ | મુંબઇ | ૧ |
| દરજી છગનલાલ જગજીવનદાસ | મુંબઇ | ૧ |
| દરજી નારણદાસ મુલચંદદાસ | મુંબઇ | ૧ |
| લુહાર કેશવલાલ અમઠારામ | વીજાપુર | ૧ |
| લુહાર પાણાચંદ માણકા | રીછડા | ૧ |
| લુહાર પાણા રેવાં | ઉપેરા | ૧ |
| લુહાર મેલચંદ ગમાન | બાદપરા | ૧ |
| સુથાર કેશવલાલ લક્ષ્મીદાસ | સુરત | ૧ |
| ગોલા હરગોવનદાસ રણછોડદાસ | મુંબઇ | ૧ |
| ગોલા મોતીરામ ત્રીભોવનદાસ | મુંબઇ | ૧ |
| પારસી માનેકજી નસવાનજી ચાચ્ચેન | ભાઠા | ૧ |
| પારસી પીરોશાહ નસવાનજી એકતીન | ભાઠા | ૧ |
| પારસી રૂસ્તમમજી દોસાભાઈ | સુરત | ૧ |
| પારસી બમનજી સાપુરજી | એરાવ | ૧ |
| પારસી દીનશાજી પેસતનજી રાના | નૌસારી | ૧ |
| પારસી સાપુરજી રતનશાહા | અજમેર | ૧ |
| પારસી સહરીઆદજી રૂસ્તમજી | એરાવ | ૧ |
| પારસી સોરાબજી રૂસ્તમજી | બીલીમોરા | ૧ |
| પારસી પીરોશાહ હોરમજી | અમરોલી | ૧ |
| પારસી નવરોજજી, શાપુરજી તાડીવાલા | મુંબઈ | ૧ |
| પારસી પીરોશાહ પેસ્તનજી ફીતર | મુંબઇ | ૧ |
| પારસી નસવાનજી પેસ્તજી ગવનર | મુંબઇ | ૧ |
| પારસી જાહાંગીર જીવનભાઇ ચાચમેન | મુંબઇ | ૧ |
| પારસી એરેજશાહા પેસતનજી | વેસુ | ૧ |
| પારસી અરદેસર બેરામજી કલેકટર | મહીસુર | ૧ |
| પારસી જાહાંગીરજી રતનજી વાનીઆ | મુંબઇ | ૧ |
| પારસી ઝાગીરજી કાવશજી કોટવાલ | મુંબઈ | ૧ |
| પારસી બરજોરજી હોરમજી કોલમ્મા | મુંબઇ | ૧ |
| પારસી ખરસેદજી જમશેદજી પોસ્ટવાલા | મુંબઇ | ૧ |

| | | |
|---|---|---|
| પારસી એરચસા દોરાબજી ભાનજી | મુંબઈ | ૧ |
| પારસી બરજોરજી રતનજી મીસ્ત્રી | મુંબઈ | ૧ |
| પારસી બરજોરજી હીરજીભાઈ | ભાઠા | ૧ |
| પારસી બરજોરજી જમસેદજી | ટવડી | ૧ |
| પારસી બરજોરજી દોરાબજી | મોરા | ૧ |
| પારસી બમનજી ધનજીભાઈ | મોરા | ૧ |
| પારસી મચેરશાડ રૂસ્તમજી ભવાનીશંકર | સુરત | ૧ |
| મોહુમેદન રસુલ ખુબભાઈ | મુંબઈ | ૧ |
| પટેલ જેરામભાઈ જગજીવનદાસ | ઇચ્છાપોર | ૧ |
| ઘાંચી જમનાદાસ વીઠલદાસ | સુરત | ૧ |
| ઘાંચી છગનલાલ નારણદાસ | મુંબઈ | ૧ |
| ઘાંચી ઇચ્છારામ વલભભાઈ સુથાર | ખેરગામ | ૧ |
| ખારવા દેવજીભાઈ છીમાભાઈ | મુંબઈ | ૧ |
| ખારવા કાશીરામ કનાગામ | ગંનધાર | ૧ |
| ખારવા બુધ્ધીયાભાઈ ભીખાભાઈ | ઓદાલી | ૧ |
| ખારવા કાલીદાસ દાજીભાઈ | સુરત | ૧ |
| મોચી નરસિંહદાસ જીવનલાલ | ઉમરા | ૧ |
| મોચી રામજીભાઈ નારણદાસ | ઉમરા | ૧ |
| મોચી રમજીભાઈ વનમાળીદાસ | વેસુ | ૧ |
| મોચી ત્રીભોવનદાસ લલ્લુભાઈ | સુરત | ૧ |
| મોચી અંબારામ હરગોવનદાસ | સુરત | ૧ |
| માછી વલભભાઈ હાસજીભાઈ | પુલપાડા | ૧ |
| માછી બેહુચર દેવજીભાઈ | સુરત | ૧ |
| માછી જીવનજી હાસજીભાઈ | સુરત | ૧ |
| માછી રામજીભાઈ લાલભાઈ | સુરત | ૧ |
| માછી દાયભાઈ ત્રીકમદાસ | સુરત | ૧ |
| બેચર દેવજી | સુરત | ૧ |
| જીવનજી હંસાજી | મુંબઈ | ૧ |
| હરીભાઈ વાલજી | મુંબઈ | ૧ |



# ચોપડી મળવાના ઠેકાણા:-

દરજી પ્રાણજીવનદાસ નારણદાસ

પરેલ, સોયવાડી ડાકટર ચાલ—મુંબઇ.

ગીલીટવાળા મયારામ ભવાનીદાસ

કાલબાદેવી, ભાંગવાડી—મુંબઇ.

દરજી ઘેલાભાઈ માધવદાસ

કોટ, પારસી ગલી—મુંબઇ.

દરજી ત્રીભોવનદાસ લક્ષ્મીદાસ

સૈયદપુરા, ધોબી શેરી—સુરત

દરજી હીરાલાલ ઘેલાભાઇ

ચાંદ બજાર, કણપીઠ—સુરત.

દરજી શંભુરામ ભુખણદાસ

મોટી ભાગળ, કંસારા બજાર—સુરત.

દરજી છબીલદાસ અંબારામ

કણપીઠ બજાર—સુરત.